ગો. વા. પ. ભ. શ્રી. પાર્વતીબ્હેન—શ્રી. વલ્લભદાસ
બાપુજી દેસાઈના ધર્મપત્નીના જય જય શ્રીગોકુલેશ.

# અનુક્રમ





# પ્રકાશકનું નિવેદન

મનુસ્મૃતિમાં ચારે વર્ણો બતાવવામાં આવી છે. તે વર્ણો પોતાના કાર્યક્ષેત્રમાં રત રહી સમાજને વફાદાર બનીને તે દ્વારા પ્રભુ પ્રાપ્તિનો શ્રેય માર્ગ અપનાવતો હતો. આ બધો વૈદિક માર્ગ છે. પરંતુ આત્માને ઓળખવાનો માર્ગ અનોખો છે. તે વેદાતીત છે. ભાગવત ધર્મમાં જાતિ ભેદને સ્થાન નથી. વર્ણ, જાતિ વિ. બાહ્ય ધર્મ છે. તેને મુખ્ય ધર્મ ન ગણી શકાય જ્યારે ભગવદ્ ધર્મ એ આંતરધર્મ છે અને એ જ મુખ્યધર્મ છે. ભગવાન જીવની આતુરતા જુએ છે. તે શરણ ભાવના માગે છે. તે મેળવી એટલે શરણસ્થ જીવનો ભગવાન અંગીકાર કરે છે. અને આ રીતે ભગવદ્ ભક્તિને મુખ્ય ધર્મ ગણીને શ્રીવિઠ્ઠલેશચરણે, સવર્ણ, યવર્ણ હીન જાતિ અને યવનોને પણ માનનીય સ્થાન પુષ્ટિમાર્ગમાં આપ્યું છે.

ભગવાન સર્વતંત્ર સ્વતંત્ર છે જે જીવને અપનાવવો હોય તેની પાસેથી ઉપર રહીને પુષ્ટિકાર્ય કરાવે છે. જેને હિંદુ સમાજે હીન કોટીના ગણાવ્યા છે તેવી યવન જાતિના જીવો શ્રીગુંસાઈજીની કૃપા દૃષ્ટિ જ અને પ્રમેય બળના પ્રતાપથી ભગવાનના લાડીલા ભક્ત બની ગયા. આવા ભક્તોની યશોગાથા આ પુસ્તકમાં આવરી લેવામાં આવી છે.

આ પુસ્તકમાં વર્ણન કરવામાં આવેલી ત્યાગ મૂર્તિ કુંજરીની સ્મૃતિ રૂપે અદ્યાપિ શ્રીનાથદ્વારામાં અને

શ્રીનાથજીના મંદિરના શ્રીગોવર્ધન ચોકમાં પણ ઋતુ અનુસાર અવનવા સુંદર ફૂલો લઈને યવન સ્ત્રીઓ પુષ્ટ સિદ્ધાંત પ્રમાણે મુખપર વસ્ત્ર રાખીને આપણા શ્રીજીબાવાને ભાવ અને વિનયપૂર્વક મેવો ધરાવવા માટે વિનવે છે.

ભાઈશ્રી ચિમનલાલ વૈદ્યે ,અથાગ પરિશ્રમ લઈને કેટ-કેટલું સંશોધન કર્યું છે અને સંસદને તેનો લાભ આપ્યો છે અને આપી રહ્યા છે, અને તેના ફળ રૂપે આ પુસ્તક આપ સમક્ષ મુકતાં અમોને આનંદ થાય છે.

આ ગ્રંથ પ્રગટ કરવા માટે આર્થિક સહાય મોડાસાના પ. ભ. ભાઈશ્રી હીરાલાલ વલ્લભદાસ દેસાઈ બી.એ. એલ, એલ; બી. તરફથી મળી છે. તેથી આ ગ્રંથ તેમના ગો.વા. માતુશ્રી પાર્વતીબહેનના સ્મરણાર્થે પ્રગટ કરતાં આનંદ થાય છે. ભાઈશ્રી હીરાભાઈ મોડાસાના અગ્રગણ્ય દેસાઈ કુટુંબમાં જન્મ્યા છે. તેમણે કેટલાંક વર્ષ સુધી મોડાસા મ્યુનિસિપાલિટીમાં પ્રમુખ તરીકે સેવા આપી હતી, અને હાલ મોડાસા કેળવણી મંડળના કેટલાક વખતથી માનાર્હ મંત્રી છે. તેમની મુંબઈમાં સીંગ એન્ડ સીંગ નામે મીકેનીકલ વર્કસની ફર્મ છે.

તેમનું કુટુંબ શ્રીગોકુલેશ પ્રભુના વખતથી વૈષ્ણવ છે, અને વૈષ્ણવ ધર્મ તરફ ખાસ આદર ભાવ રાખે છે. તેમના પિતાજી દેસાઈ વલ્લભદાસ બાપુજી ગામ અને મહાજનના અગ્રગણ્ય શેઠ હતા. તથા મ્યુનિસિપાલિટિમાં ઘણા વર્ષો સુધી ચેરમેન તરીકે સેવા કરી હતી. તથા

ગામની પંચાતમાં ઘરનું ઘસાઈને બે પક્ષનું મન સાચવી સમાધાન કરી આપવામાં હંમેશ તેઓ તત્પર રહેતા. સં. ૧૯૭૯માં મોટી માંદગી આવી તેમાંથી ભગવદ્કૃપાથી બચી જવા પામ્યા. ત્યારથી દશ વર્ષ સુધી નિયમિત મંદિરના બગીચામાં વહેલી સવારે જઈ ફૂલ વીણી લાવવાની સેવા કરી હતી. વળી અષ્ટાક્ષરની માળા આખો દિવસ ફેરવતા. તેમણે પેઢીનું કામ પણ માંદગી પછી મૂકી દીધું હતું. અને ભગવદ્ધર્મપરાયણ જીવન ગાળવા લાગ્યા હતા. તેમનો ગો. વા. સં. ૧૯૯૮માં થયો હતો.

તેમનાં પત્ની ગો.વા. શ્રી પાર્વતીબહેન પણ તેવાં ભગવદીય હતાં. સાધુ, સંત અને વૈષ્ણવોને યથા શક્ય મદદ કરતાં. શ્રીકનૈયાપ્રભુ પુષ્ટિ પુસ્તકાલયમાં ભગવદ્ ચિત્રો પધરાવવામાં તેમની મદદ વિશેષ હતી. તેમનો જન્મ સં. ૧૯૨૬માં થયો હતો. તેમણે ત્રણ વખત જાત્રા કરી હતી. તેમનો ગો.વા. સં. ૨૦૦૬ના ચૈત્ર વદ ૧૨ થયો હતો ત્યારે ત્રણ પુત્રો, પૌત્રો ને પ્રપૌત્રીના વિશાળ કુટુંબ મૂકી ગયા હતા.

આ પુસ્તકના પ્રકાશન સાથે સંસદનુ આ ૮૧મું પુસ્તક પ્રગટ થાય છે તે જણાવતાં હર્ષ થાય છે.

વામનજયંતી-સં. ૨૦૧૯
તા. ૩૧-૮-૧૯૬૩

ચિમનલાલ ન. કાંટાવાળા
મંત્રી, શ્રીશુદ્ધાદ્વૈત સંસદ-દેસાઈશેરી,
વડોદરા.

# બે બોલ

ગો. વા. મુ. શ્રી. મોહનલાલ વી. ગાંધી તથા પ. ભ. મુ. શ્રી. પુનમચંદભાઈ દેશીના પ્રોત્સાહનથી બસો બાવન વૈષ્ણવની પ્રાચીન હસ્તલિખિત વાર્તા ગ્રંથોમાંથી મુસ્લીમ વૈષ્ણવોનાં ચરિત્રો મેં સં. ૨૦૦૫માં અનુગ્રહ વર્ષ ૧૧ માટે તૈયાર કર્યાં હતાં. તે વખતે બનતી કોશિશ કરી તેમના જીવનની ઐતિહાસિક કડીઓ ઇતર ગ્રંથો, માસિકો, તથા પ્રાચીન હસ્ત લિખિત ગ્રંથોમાંથી મેળવી હતી. આજે લગભગ ચૌદ વર્ષે તે ચરિત્રો ગ્રંથ રૂપે પ્રગટ થાય છે તેથી આનંદ થાય છે.

આ છ મુસ્લીમ વૈષ્ણવ મહાત્મા ઉપરાંત અતિ પ્રસિદ્ધ છેલ મૂર્તિ રસખાનજી, સંગીત મૂર્તિ ધોંધી અને તેજમૂર્તિ તાજનાં ચરિત્રો લખવાનાં બાકી છે. તદુપરાંત શ્રીવિઠ્ઠલેશ પ્રભુ તથા શ્રીગોકુલેશ પ્રભુના ભક્ત મુસ્લીમ સેવકો ઘણેક છે. વળી તે કાળના મુસ્લીમ બાદશાહો લોદી, મોગલ વગેરે વંશની સિકંદર, મહમદ બેગડો, અકબર, જહાંગીર, શાહજહાં તથા તેમના મુસ્લીમ મુખ્ય પ્રધાનો, સરદારો અને કવિઓના વૈષ્ણવ ધર્મ સાથે સંકળાએલા અનેક પ્રસંગો છે. તે પ્રસંગો વાર્તા રૂપે 'વેણુ' બાલ-માસિકમાં આપવા ઈરાદો હતો અને તેના પરિણામે ચારેક વાર્તાઓ લખાઈ પ્રગટ થઈ હતી. આ બધાં ચરિત્રો ઇતિહાસ સાથે સમન્વય સાધી

લખી શકાય તેમ છે. પણ તે તો સમય અને લોકભાવના જાગ્રત થાય ત્યારે બને તેમ છે.

આ ગ્રંથનો પ્રવેશક વિશ્વમાનવના તંત્રી તથા આધુનિક ગુજરાતી સાહિત્યના ચિંતક ભાઈ શ્રી ભોગીભાઈ ગાંધીએ લખી આપ્યો છે. તેમાં તેમણે ભક્તિ પ્રણાલીનો વિકાસ, તથા સાધુ, સંતો, કવિઓ અને ભક્તિ માર્ગના આચાર્ય પ્રવરોએ સંસ્કૃતિ રક્ષણ કરવા જે પ્રયત્ન કર્યો છે તે વિશદ રીતે સમજાવ્યો છે. તથા પ્રપત્તિ માર્ગ નામના અંગ્રેજી લેખમાં શ્રીવલ્લભાચાર્યજીનો પુષ્ટિમાર્ગ વિશ્વધર્મ બનવા લાયક છે, તે વિષે પ. ભ. શ્રી સુંદરલાલ મણિલાલ વકીલ બી. એ. એલએલ., બી. એ સર્વ નિર્ણય ફલ અને સાધન પ્રકરણ નામના ગ્રંથના પા. ૪૬ માં સારી રીતે સમજાવ્યું છે. જે અત્રે આપ્યો છે તેથી વિશેષ મારે કંઈ લખવાનું નથી.

શ્રીવલ્લભાચાર્યજીએ તત્ત્વદીપ નિબંધના શાસ્ત્રાર્થ પ્રકરણમાં શ્રીકૃષ્ણનું પ્રાગટ્ય સર્વ જીવ માત્રના ઉદ્ધાર માટે છે તે માટે તેમનું ચરિત્ર અને સ્વરૂપ શ્રીભાગવતમાં પ્રગટ થયુ છે. તે ગ્રંથનો વિશદ અને ગૂઢ અર્થ આપશ્રીએ શ્રીસુબોધિનીજીમાં સમજાવ્યો છે તેમાં તેમણે સ્પષ્ટ લખ્યુ છે કે ભગવાનની લીલા ઊંચ તથા નીચ સૌને ઉપકારક છે. તેમ છતાં જેઓ મદ વિનાના છે તેમનો ઉદ્ધાર ભગવન્નામ અને ચરિત્રથી જલદી થાય છે વળી સ્ત્રીઓ, શુદ્રો, દ્વિજ બંધુઓ, અને જે ભક્તો શાસ્ત્ર રહિત ( ન જાણનાર ) છે

તેઓનો ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણ છે અને ખાસ કરીને સ્ત્રીઓનો (ભા ૧૦-૧-૧૭)

સ ૧૯૯૫મા શ્રીવિશ્વાનર બાલગ્રથ માળાની પ્રવૃત્તિ માગ તરફથી શરૂ કરવામા આવી હતી, ત્યારથી આ ચરિત્ર માલામા આચાર્યો, અવતારો, કવિઓ, ભક્તો, મુસ્લીમ વૈષ્ણવો, અસ્પૃશ્ય વૈષ્ણવો, પડિતો, આધુનિક પડિતો, રાજાઓ, રાણીઓ, લીલા સ્વરૂપો, યાત્રાધામો, સ્ત્રી કવિઓના નાના ગ્રથો દ્વારા પરિચય આપવા વિચાર્યું હતુ જો કે તે સળગ અને વ્યવસ્થિત રીતે સિદ્ધ કરી શકાયુ નથી તેમ છતા અનુગ્રહ તથા આવા ગ્રથો દ્વારા તથા સ્વતત્ર ચરિત્ર રૂપે અનેક બાળગ્રંથો પ્રગટ થવા પામ્યા છે તે પણ ભગવદ્ કૃપાનુ પરિણામ છે તેમ હુ માનુ છુ

છેવટે ભાઇશ્રી ભોગીભાઈ ગાધીએ ભકિત પ્રણાલિની અવિરત ધારા નામે પ્રવેશક આ ગ્રથ માટે લખી આપ્યો છે, તે માટે તેમનો હુ આભાર માનુ છું તથા પ ભ શ્રી. સુદરલાલભાઈ વકીલના સર્વ નિર્ણય પ્રકરણ ગ્રથાક ૩ ૪ ના પા ૪૬માથી પ્રપત્તિ વિષે લેખ અત્રે લીધો તે માટે પણ તેમનો હુ ઉપકાર માનું છુ અને સ ગ્રહના કાર્ય કરોએ આ ગ્રથ પ્રસિદ્ધ કરવા માટે મને જે તક આપી છે તેથી તેમનો પણ ઋણી છુ

નવ ૧૪ ૯ સ ૨૦૧૯ | ડૉ. ચિમનલાલ મગનલાલ વૈદના
કપડવજ | સદૈન્ય પ્રેમપૂર્વક જયશ્રી ગ્ર મ ણુ

# પ્રવેશક

## ભક્તિ–પ્રણાલીની અવિરત ધારા

### [ વૈદિક યુગથી મધ્યયુગના અંત સુધીની રૂપરેખા ]

ભક્તિ પ્રણાલીનો પ્રારંભ વૈદિક યુગથી થઈ ચૂકચો જણાય છે. એ વાત સાચી છે કે વેદમા પ્રતિમા–મૂર્તિ કે સ્વરૂપ પૂજાને સ્થાન ન હતું; પરંતુ સાથોસાથ એ વાત ન ભૂલવી જોઈએ કે વૈદિક યુગનો ઈશ્વર કેવળ નિરપેક્ષ ન હતો, સાપેક્ષ પણ હતો; કેવળ નિર્ગુણ ન હતો, સગુણ પણ હતો. અને એ યુગમાં પ્રભુપ્રાપ્તિનુ સાધન કેવળ જ્ઞાન ન હતું; જ્ઞાન અને કર્મ (તપ, વ્રત, યજ્ઞ) ઉપરાત ઉપાસના, પ્રાર્થના સુદ્ધાં એના સાધનો સ્વીકારાયા હતા.— ભગવાનની ભક્તિના એ યુગના ઉલ્લેખો જોતા મધ્યયુગી ભક્તિના મહાપ્રવાહના મૂળ આપણને વેદોમાં પણ દેખાય છે. દ્દષ્ટાંતરૂપે—વેદોનો એક મુખ્ય દેવ તે ઈન્દ્ર. આ ઈન્દ્રની આરાધના કેવળ યુદ્ધ નેતા તરીકે જ નથી થઈ, સાથોસાથ ભક્તિભાવે પિતા અને માતા તરીકે ય થયેલી છે; અને વરૂણ એ તો વેદોનો સૌથી પ્રમુખ દેવ. વૈદિક ઋષિ–મુની-ઓએ એને 'દયા કરુણાના નિકેતન' રૂપે સ્તવ્યો છે; આયુજ્યની હૃદયસ્પર્શી વિહ્વલ વાણીમા ગાયો છે—

'તું મને તારી મૈત્રીનું પ્રદાન કરજે' કહી પ્રાર્થ્યો છે. તો વળી કૃષ્ણ અંગિરસ ઋષિએ તો પ્રેમભક્તિની ઉત્કટ ભાવના પણ પ્રગટ કરી છે.

"જે રીતે પત્ની પતિનું આલિંગન કરે છે
એ રીતે અમારી મતિ ઈન્દ્રને આલિંગે છે.

સામ-વેદનો (સામ=ભક્તિ; વેદ=જ્ઞાન) સમય આવતાં આવતાં તો, ભક્તિનું માહાત્મ્ય વિશેષ સ્વરૂપે સ્વીકારાયું હતું.

ભક્તિના પ્રવાહનો બીજો કાલખંડ તે બ્રાહ્મણ ગ્રંથો અને ઉપનિષદોનો. આ યુગમા બ્રહ્માંડના સ્વરૂપોને સમજવા માટેનું આધ્યાત્મિક સંશોધન મુખ્ય લક્ષણ રહ્યું છે—અને એ ય ઘણે અંશે તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે. પરંતુ ત્યારે ય ભગવાનની કલ્પના અનેકવાર રસ-રૂપે રજૂ થઈ છે:

"રસરૂપ પ્રભુને પ્રાપ્ત કરીને સાધક આનંદમય બની જાય છે." એટલું જ નહિ પણ, જેને ભક્તિનું શ્રેષ્ઠ અંગ ગણવામાં આવે છે તે પ્રભુકૃપા—ઈશ્વરાનુગ્રહ વિષે કઠ અને મુંડક ઉપનિષદોમાં સારુ એવું ભાથું ભરેલુ હોવાનું વિદ્વાનો જણાવે છે. એક ઉત્તમ દૃષ્ટાંત આ રહ્યું—

"આ આત્મા વેદાધ્યયન દ્વારા પ્રાપ્ય નથી;
ન મેધાદ્વારા, ન શ્રવણદ્વારા પ્રાપ્ય છે,

—જે સાધક એ આત્માનું વરણુ કરે છે
તે આત્મા પોતાના સ્વરૂપને અભિવ્યક્ત કરે છે."
(કઠ ૨–૨–૨૩)

એટલે કે–કેવળ આત્મલાભને અર્થે પ્રાર્થના કરવાવાળા નિષ્કામ પુરુષને આત્મા દ્વારા જ આત્માની ઉપલબ્ધિ થાય છે; અર્થાત્ આત્માના અનુગ્રહ દ્વારાજ આત્મા ઉપલબ્ધ થાય છે.

તથા—

" નિષ્કામ પુરુષ જગત્કર્તાના પ્રસાદથી
પોતાના આત્માના મહિમાનું દર્શન કરે છે.
અને શોક રહિત બની જાય છે"
(કઠઃ ૧ઃ ૨ઃ ૧૦)

શ્રીભાગવતીની ભાવના જ જાણે મૂળરૂપે અહીં પ્રગટી છે.
એટલું જ નહિ પણ ભક્તિ શબ્દ પણ આપણને ઉપનિષદયુગમાં પ્રાપ્ત થઈ ચૂક્યો છે, અને વૈષ્ણવ ધર્મી ગુરુશ્રદ્ધા પણ :

" જે પુરુષને દેવતામાં ઉત્કૃષ્ટ ભક્તિ જાગે છે, તથા
દેવતા જેવી ગુરુમાં પણ જેની ભક્તિ થાય છે, એ
મહાત્માને આ કહેલો અર્થ સ્વતઃ પ્રકાશિત થાય છે."

આ બધા છતાં, એકંદર આપણે એ વાત સ્વીકારવી જોઈએ કે, વૈદિક–ઉપનિષદ કાળમાં,ભક્તિની સરખામણીમાં, જ્ઞાન તથા કર્મનું માહાત્મ્ય ઘણું વિશેષ હતું.

વૈદિક-યુગની આ આક્ષેતરી ભક્તિ પ્રણાલિની નાનકડી ધારાને મહાસાગર રૂપે વહેવડાવનાર તો ભાગવત ધર્મ હતો. આને આપણે ભક્તિનો ત્રીજો યુગ કહી શકીએ.

આ યુગની બે લાક્ષણિકતાઓ છે—

(૧) આ યુગથી અવતારવાદનો આરંભ થાય છે; અને ભગવાનની લીલાઓનાં આલેખનો ભક્તિનુ પ્રમુખ સાહિત્ય બની જાય છે.

(૨) પ્રભુની પ્રતિમા મૂર્તિ અને મંદિરોની સ્થાપના પણ આ યુગથી શરૂ થાય છે.

કેટલાક વિદ્વાનોનુ એવું માનવું છે કે-વૈદિક યુગની યજ્ઞસંસ્થાનુ જ આ રૂપાંતર છે. યજ્ઞનાં બે લક્ષણો હતા : હિંસા (બલિ—આહૂતિ) (૨) પ્રચૂર વિવિધ કર્મકાંડો, ક્રિયા—કલાપો.

ભાગવત ધર્મે મંદિરો અને પ્રતિમાની પ્રતિષ્ઠા કરીને હિંસક અને કર્મકાંડ પ્રચૂર યજ્ઞોને અહિંસક, સૌમ્ય, સાત્વિકી પૂજાવિધિ (શંખ, કળશ, ઘંટા, દીપ, પુષ્પ આદિ)ની પ્રતિષ્ઠા કરી છે.

આ આખો વિકાસ એ સૂચવે છે કે—ભક્તિના આ ત્રીજા ક્રમાં—

× "ભગવાનના અનુગ્રહથી જ ભક્તની કામના વલ્લરી પુષ્પિત તથા ફલિત થાય છે"

—નિરાકાર ભગવાન સાકાર બને છે.
—અનંત વિભુ શાંત બને છે.
—સૂક્ષ્મ રૂપ સ્થૂળ બને છે.

એટલે કે આ યુગમાં, નિરાકાર, અનંત અને સૂક્ષ્મ ભગવાનની સાધના માટે સાકાર, શાંત અને સ્થૂળ રૂપોનો સ્વીકાર થયો છે. બલ્કે એમ કહી શકાય કે, સ્થૂળ રૂપો દ્વારા માનવી સૂક્ષ્મ તરફ ગતિ કરી શકે એવી વિરાટ સામાજિક પરિપાટી પ્રથમવાર આ યુગમાં તૈયાર થઈ.

બીજી રીતે કહીએ તો, 'જંગમ' એટલું જ માત્ર ચેતન શા માટે? માનવીનાં સહજ સાથી સમાં સ્થાવરમાંય જો ઈશ્વર ચેતન છે જ તો, સાધારણ માનવી સ્થાવરને ભગવાનની અભિવ્યક્તિ ગણી એની ભક્તિ શું કામ ન કરે?

જો કે, અવ્યક્ત અને સરૂપનો આવો વ્યક્ત બોધ સર્વ–સાધારણ પ્રાકૃતજનો માટે આવશ્યક છે એવું આ યુગમાં સ્વીકારાયું હોવા છતાં, રખેને વ્યક્ત અને રૂપની જ આરાધનામાં મૂળ હેતુ જ વિસરાઈ જાય એ ભય એ યુગના ચિંતકોના લક્ષ બહાર ન હતો એમ પણ જણાય છે. શ્રીમદ્ ગીતામાં જ ચેતવણી અપાઈ ચૂકી છે:

"મનુષ્ય મને સાકાર દેહધારી સમજે છે..."
(૭–૨૪)

"જે વ્યક્તિ સર્વ ભૂતોમાં વિદ્યમાન એવા મને ભૂલીને પોતાની મૂર્ખતાથી કેવળ પ્રતિમાની

પૂજા કરે છે (તેવો મનુષ્ય) જાણે
રાખમાં આહુતી નાખી રહ્યો છે!"

આવી ભાગવત-ભક્તિની બે મુખ્ય ધારાઓ જોવા મળે છે: (૧) શૈવ ભક્તિ (૨) વિષ્ણુ ભક્તિ અને વિષ્ણુ ભક્તિમાં બે મુખ્ય સ્વરૂપોની ભક્તિ છે (अ) રામભક્તિ (आ) કૃષ્ણ ભક્તિ.

[આપણે અહીં વૈષ્ણવ-ભક્તિનો વિશેષ પરિચય લઈશું]

વૈષ્ણવ ભક્તિનો આ ત્રીજો યુગ અત્યંત સમૃદ્ધ છે ભારતના સામાજિક-સાંસ્કારિક ઉત્થાનની દૃષ્ટિએ પણ અનન્ય છે એનો આરંભ દક્ષિણ ભારતમાં તામિલનાડની ભૂમિ પર થયો જણાય છે: ૮મી શતાબ્દિ દરમ્યાન આળ-વાર સંતોની દ્વારા આખા દક્ષિણને ભક્તિ-રસની છોળોથી તરબોળ કરનારા આ સંતોની સંખ્યાનો પાર ન હતો—

સ્ત્રી-પુરુષ, બ્રાહ્મણ, શૂદ્ર+ સૌ ભગવાનની દિવ્ય લીલાના ગીતો-પદો-ભજનો લલકારવામાં એકરૂપ હતા ભક્તિમાં કયાય કશો ભેદભાવ ન હતો. આવા આળવાર આંદોલનના અગ્રણી ૧૨ સંતો ગૌરવ-વિશેષ ગણાયા છે એમનું જીવન વ્રત એક જ હતું-વિષ્ણુના વિશુધ્ધ પ્રેમમાં સદા સર્વથા લીન બની જાતે જીવવું, અને બીજાઓને એમાં લીન કરવા આ સંતોની

+ આ આળવાર સંતોમાં અરપૂરુષ આંડાલ એક સ્ત્રી હતી થણાખરા તેમ અહિ દલકી જાતિના હતા

માતૃ-ભાષા દ્રાવિડ અને તામિલ હતી અને એમની ભક્તિ નૈસર્ગિક નિર્મળ ઝરણાં સમી હતી.

આ ભક્તિ- આંદોલનોને શાસ્ત્રીય પીઠબળ આપવાનુ માન પણ દક્ષિણવાસી આચાર્યોને જ ભાગે જાય છે-જેમાં આદ્ય-આચાર્ય નાથમુની (અથવા રંગનાથ મુની ઈ.સ.૮૨૪-૯૨૪ વચ્ચે) થયા હોવાનુ જણાય છે. પરંતુ આ યુગમાં આચાર્ય શિરોમણી ગણાયેલા તે શ્રીરામનુજ (ઈ. સ.૧૦૧૭થી ૧૧૩૭ દરમ્યાન) તેમણે શ્રી શંકરાચાર્યના માયાવાદી સન્યાસરત અમોઘ જ્ઞાનયોગ સામે સંસારીઓને સહજ ભક્તિમાર્ગની ગંગા વહેવડાવી.

શ્રી શંકરાચાર્યે કહ્યું હતું: વેદ-ઉપનિષદ જેવાનાં મહાવાકયોના શ્રવણ માત્રથી ઉત્પન્ન થતું જ્ઞાન જ મુક્તિનુ એક માત્ર સાધન છે; ત્યારે, શ્રી રામાનુજે ભક્તિને જ એક માત્ર સાધન ગણાવ્યુ છે. જ્ઞાન તો ભક્તિનું સહાયકપદ છે આ ભક્તિ તે દાસભાવે, સ્વામી-સેવક ભાવે. એ જ રીતે, શ્રી શ કરાચાર્યે કહ્યું હતું ' જ્ઞાન-લાભથી આ દેહમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે—અને 'જીવન મુક્તિ' (સદેહે-જીવતાં મુક્તિ) પ્રાપ્ત થાય છે. શરીરપાત થયા પછી એ મુક્ત જીવ સચ્ચિદાનંદ બ્રહ્મનું રૂપ બની જાય છે. ત્યારે, શ્રીરામાનુજાચાર્યે કહ્યું: છતે દેહે મુક્તિ અસંભવ છે. દેહ પડયા પછી પણ મુક્તિ અસંભવ છે. દેહપાત પછી ય જીવ જીવ જ રહે છે એ કદિ બ્રહ્મ બનતો નથી. એ વખતે બ્રહ્માનંદનો અનુભવ કરતો જીવ કલેશ મુક્ત બની જાય છે. શ્રી શંકરાચાર્યે

બ્રહ્મજીજ્ઞાસાની અધિકારી વ્યક્તિ એને જ ગણાવી છે જેને નિત્ય તથા અનિત્ય વસ્તુઓનુ સારુ જ્ઞાન હોય, ત્યારે, શ્રી રામાનુજે કહ્યુ છે· જે કર્મ તથા કર્મફળની અનિત્યતા જાણી લે છે એ બ્રહ્મ જીજ્ઞાસાની અધિકારી વ્યક્તિ છે નિત્યાનિત્યનુ જ્ઞાન તો બ્રહ્મજ્ઞાન પછીની ઘટના છે

આમ, જ્ઞાનમાર્ગી અને ભક્તિ માર્ગીઓના પચ ખાસ્સા નિરાળા પડ્યા ભક્તિ આંદોલનના હવે પછીના આખા વિકાસમા બીજા અનેક પ્રકારના ભેદો જોવા મળે છે, પરતુ એની સાધનાની મૂળભૂત શ્રદ્ધા વિષે એકવાક્યતા રહી છે–પ્રભુને ચરણે આત્મસમર્પણ સમી કોઈ મહાન સાધના નથી ભક્તિ એટલે જ આત્મનિવેદન–પ્રપત્તિ–શરણાપન્ન સ્થિતિ, ઉપરાન બીજી ઘણે અશે એકવાક્યતા એ વાતમા છે કે જીવને પોતાના સ્વામીભૂત ભગવન્‌ની પાસે પહોચવા માટે 'ગુરુની' આવશ્યકતા રહે છે એટલે કે નારાયણના ચરણો સુધી પહોચાડવાનુ માધ્યમ આચાર્ય જ હોઈ શકે છે અટલે આચાર્ય–પુરસ્કૃત જીવનો જ પ્રભુ સ્વીકાર કરે છે (આ વિષે અપવાદો જરૂર છે )

શ્રીરામાનુજ પછી થયા શ્રી મધ્વાચાર્ય ( આશરે ઈ સ ૧૧૯૯—૧૨૫૭) એ પણ દક્ષિણ ભાન્તનુ સતાન અને–હિંસાનુ નિવારણ કરવા એમણે 'પિષ્ટપશુ ( લોટના પશુરૂપો ) ની આહુતિનો રસ્તો ચીધ્યો એમણે ય રામ ભક્તિના મૂળ ઊંડા નાખ્યા (આ આચાર્યશ્રીનો પ્રભાવ અનેક સદીઓ પછી, બગાળમા પડયો જણાય છે—ગૌડીય વૈષ્ણવ ચૈતન્ય–સપ્રદાયના ઉદયના )

## મહારાષ્ટ્ર

કેમ જાણે દક્ષિણ ભારતનો આ પ્રવાહ ઉત્તર તરફ આગળ વધી રહ્યો હતો—મહારાષ્ટ્રમાં એનો ઉદય બારમી સદીથી તો સ્પષ્ટ વરતાય છે.

મહારાષ્ટ્રમાં ભક્તિનો આદ્ય મહાપંથ તે મહાનુભાવ. એના આદ્ય પ્રણેતા શ્રી ગોવિંદ પ્રભુ (આશરે ઈ. સ. ૧૧૭૯–૧૨૮૫) પરંતુ એના પ્રખર પ્રચારક એમના શિષ્ય શ્રી. ચક્રધર સ્વામી. (આ ચક્રધર મૂળ ભરૂચ જિલ્લાના; વિદર્ભમાં જઈ વસેલા). શ્રીકૃષ્ણ અને દત્તાત્રય–બંને એમના ઉપાસ્ય દેવો. ચક્રધરે ચાતુર્વર્ણ્યનો વિરોધ કર્યો હતો; ઈશ્વરની પ્રાપ્તિ માટે વેદોની કશી જરૂર નથી એવું ય કહી નાખ્યુ હતું; અને તીર્થક્ષેત્ર તથા વ્રત–દાન આદિ પણ મુક્તિ માટે મિથ્યા છે કહી, દેવ–દેવીઓની પૂજાનો એમણે ઈન્કાર કર્યો હતો; તથા સ્ત્રીઓ અને શુદ્રો સુધ્ધાને સમાન ગણી સન્યાસની દિક્ષા આપીને તો તેમણે તત્કાલીન સમાજનો ભયંકર રોષ વહોરી લીધો હતો—વિરોધીઓ, અને તે એમનો વધ કરીને જ જંપ્યા હતા!

આ પછીના, મહારાષ્ટ્રના બીજા પ્રભાવશાળી ભક્ત તે શ્રી જ્ઞાનદેવ (ઇ. સ. ૧૨૭૫—૧૨૯૬) માત્ર ૨૧ વર્ષની વયે એ સમાધિસ્થ બન્યા હતા. એમની ભક્તિની ભૂમિ તે પંઢરપૂર. એમના ઈષ્ટદેવ તે શ્રીકૃષ્ણની બાલમૂર્તિ વિઠ્ઠલ. એમના ભાઈ નિવૃત્તિનાથ, તથા સોપાનદેવ, અને એમની ભગિની મુક્તિબાઈ–એક આખા પરિવારે મહારાષ્ટ્રને

અદ્વૈતવાદી સગુણ—નિર્ગુણ સમન્વયી કૃષ્ણભક્તિનું તેજસ્વી રૂપ પ્રદાન કર્યું. સ્હેજ મહારાષ્ટ્રમાં ભાગવત સંપ્રદાયનો સુવર્ણયુગ ઊગ્યો તેમના પિતા વિઠ્ઠલ પંતે બાળપણમાં જ ગૃહત્યાગ કરી પાછો ગૃહસ્થાશ્રમ શરૂ કરેલો હોવાથી સમાજે એમને 'આરૂઢ પતિત' ગણી બહિષ્કૃત કર્યા હતા. એવા બહિષ્કૃત પિતાના સંતાન જ્ઞાનેશ્વરને ય સમાજે રંજાડવામાં બાકી ન રાખી-શૂદ્રોને જ યોગ્ય આચાર-ધર્મની એમને આજ્ઞા કરવામાં આવી. શ્રી જ્ઞાનદેવે સંન્યાસને સ્થાને ગૃહસ્થાશ્રમમાં જ નિષ્કામ કર્મનો બોધ આપ્યો. વૈદિક વર્ણધર્મનું સામાજિક સ્થાન સ્વીકારવા છતાં, ભક્તિ અને અધ્યાત્મના ક્ષેત્રે, સર્વની સમાનતા પ્રબોધી, અને વેદ કરતાં ય ગીતાનું વિશેષ મહાત્મ્ય પ્રમાણી વેદ જ ગીતારૂપે પ્રગટ થયા છે એમ કહી-પોતે 'જ્ઞાનેશ્વરી' (ગીતા) લખી સાચો જ્ઞાન-ભક્તિનો સમન્વય દાખવ્યો.

પરંતુ એ જ દિવસોમાં જેઓ કુલહીનો હતા, કુલ ભ્રષ્ટો હતા, શૂદ્રો અને પતિતો હતા, સ્ત્રીઓ હતી-એ સૌને ભક્તિના મહા પંથે એકત્ર કરવાનો વિરાટ પુરુષાર્થ કર્યો શ્રી નામદેવે. તેઓ પણ શ્રીજ્ઞાનદેવના સમકાલીન હતા. તેઓ પોતે (શિંપી-દરજી) જાતિના હતા. અને જાતિ વ્યવસ્થાની જડતાના ભોગ બન્યા હતા. બ્રહ્મજ્ઞાન માટે તો એ અધિકારી જ ગણાયા હતા; પણ મંદિરમાં ય તિરસ્કૃતની જેમ હડધૂત થતા રહ્યા હતા. પરંતુ શ્રીનામદેવની

શક્તિ આગળ બધા બંધ તૂટી ગયા જોતજોતામાં, એમની ભક્ત મંડળીમાં નરહરિ (સોની), સેના (નાઈ), ગોરો (કુંભાર), સાવતો (માળી), બંકો, ભાગુ અને ચોખો મહાભક્તો તરીકે ઝળહળી રહ્યા. એમની નૈષ્ઠિક ભક્તિએ અનેક ક્ષુદ્ર દેવદેવીઓની ઉપાસના, તીર્થ-વ્રત-દાન, યજ્ઞ, યાગાદિ, ભેદાભેદ, વિધિનિષેધ અને પક્ષાપક્ષીની સંકુચિત તાળાબંધી તોડી નાખી, વિઠ્ઠલ-ભક્તિનુ બૃહદ દ્વાર ખોલી નાખ્યુ. એ ભક્તિના પ્રેર્યા, શ્રીજ્ઞાનદેવ જેવા પરજ્ઞાની સંતે ય, નામદેવના સાથી સહયાત્રી બની ગયા! × × ×

આમ શ્રી નામદેવ મહારાષ્ટ્ર મહાન ભક્તિ સંપ્રદાય (વારકરી)ના આદ્ય પુરુષ બન્યા.

આ પછી લાંબે ગાળે, એકનાથનો જન્મ થયો. (ઈ.સ. ૧૫૩૨–૧૫૯૯) એમણે ભાગવતના એકાદશ સ્કંધની ટીકા લખી, 'જ્ઞાનેશ્વરી' ગીતાનુ સંશોધન કર્યું: ભાવાર્થ રામાયણની રચના કરી, કીર્તન અને પ્રવચનો દ્વારા, જ્ઞાન અને ભક્તિપૂર્ણ ભજનો દ્વારા મહારાષ્ટ્રને ફરી એક વાર લોકધર્મ બક્ષ્યો.

એ પછી આવે છે શ્રી તુકારામ (આશરે ઈ. સ. ૧૫૯૮—૧૬૪૯) જન્મથી જ શુદ્ર! ભયંકર અન્યાય—અત્યાચારોના ભોગ બનેલા આ સંતની ખુમારી પણ કેવી છે! 'હું શુદ્રમાં જન્મ પામ્યો છું એથી જ હું દાંભિકતાથી દૂર છું...' અને એમનું આખુ જીવન રાષ્ટ્રની પીડિત

દયાથી દ્રવ્યા કર્યું; અને એમને માટે જનતાની સેવા જનાર્દનની સેવા બની ગઈ.

પરંતુ, શુદ્રને કાવ્ય-રચનાનો અધિકાર નથી; શુદ્રો જનભાષામાં વેદોનું રહસ્ય પ્રગટ કરે એનાથી મોટો અપરાધ કયો? અને ભક્ત તુકારામની તમામ પોથીઓ નદીમાં પધરાવી દેવામા આવી! એની સામે તુકારામે શું કર્યું ? ઉપવાસ વ્રત આચર્યું (કહેવાય છે કે ૧૩ મે દિવસે ડૂબેલી પોથીઓ પાછી પ્રાપ્ત થઈ!

શ્રી તુકારામે ભક્તિમાં સદાચારી નીતિનું મહત્ત્વ આગળ ધર્યું; દાંભિકોની કઠોર ટીકા કરી, અને સંસાર ત્યાગ કર્યો વિના ભક્તિમાં સર્વ વર્ણના સમાન અધિકારની પુનઃસ્થાપના કરી. એમની મંડળીમાં સંતાજી (તેલી), નાવજી (માલી), ગવર શેઠ (વણિક), શિવબા (કાસાર) આદિ સર્વ જાતિના જ નહિ—રામેશ્વર (કર્મકાંડી), બહિણા બાઈ પાઠક (શાકત), ગવર શેઠ (લિંગાયત) અને કચેશ્વર બ્રહ્મ જેવા (શાસ્ત્ર) પણ હતા. એમણે તમામ વિચાર-ધારાઓને સદાચારી વિઠ્ઠલ ભક્તિના ધાગે સાધી લીધી. સામાજિક અને ધાર્મિક એકતાના આ ધ્વજધારીએ એ યુગની ભીત-વિહ્વલ-ક્ષુબ્ધ જનતાને વીરતાનું, નિર્ભયનું, સામર્થ્યનું અમૃત પાયુ. સ્વાભિમાન યુક્ત જીવનનો આદેશ આપ્યો—અને તેઓ યુગ-પ્રતિનિધિ સંત બની ગયા. શિવાજીના સ્વાતંત્ર્ય યજ્ઞની ભૂમિકા તૈયાર કરવામાં સંત તુકારામનું અર્પણ અસાધારણ મહત્ત્વનું બન્યું.

## બંગાળ

ત્યારે બંગાળમાં શી સ્થિતિ હતી? ભક્તિનો ભાવાવેશ કદાચ બીજા પ્રદેશો કરતાં અહીં ઊંચા સ્તર પર પહોંચી ગયો હતો. બંગાળમાં વૈષ્ણવ ધર્મનો શંખનાદ ફૂંકનારા ભક્તો-સંતોમાં મુખ્ય હતા. વજ્રયાની અથવા તો સહજયાની યોગી-સિધ્ધો-ભક્તો. એમને મતે, સહજ-અવસ્થામાં મન અને પ્રાણનો સંચાર નથી; 'ઉન્મની ભાવ'ની અવસ્થામાં મનનો સ્વાભાવિક-સહજ લય થઈ જાય છે-આવી નિર્વાણ સ્થિતિ પ્રત્યેક વ્યક્તિ માટે નિજ—સહજ સ્વભાવ છે; એજ તો સૌનું સાચું આંતરિક રૂપ છે; એ જ અંતિમ મહાસુખ—અંતિમ સાક્ષાત્કારની સ્થિતિ છે; પરમપદની પ્રાપ્તિ છે. એનો એક માત્ર માર્ગ છે ગુરુનો ઉપદેશ:

આ માર્ગ તંત્ર-માર્ગ તરીકે પ્રસિદ્ધ છે.-એને અવધૂતી માર્ગ પણ કહેવામાં આવે છે પરંતુ અનેક સહજિયા વૈષ્ણવો તાંત્રિક-ભક્તિને મહત્તા ન આપતાં રાગાનુગા પ્રેમભક્તિને જ પ્રાધાન્ય આપે છે. તે મુજબ, 'રાગ' (પ્રેમ)થી બંધન જન્મે છે, માટે મુક્તિ પણ 'રાગ'માંથી જ પ્રગટે. એટલે મુકિતનું મહાસાધન રાગ-પ્રેમ છે-વૈરાગ્ય નહિ. જે રાગ અશુદ્ધ તથા મલિન બનતાં સંસારમાં બંધન રૂપ બને છે એ જ રાગ કલુષતા તથા કામનાથી રહિત બનતાં પોતાના શુદ્ધ સ્વરૂપમાં મોક્ષનુ સાધન બને છે

×××માણસ પોતે જ ભગવદંશ હોઈને સહજ રૂપે પ્રેમ ધારણ કરે છે. આ પ્રેમદ્વારા તે પોતાના વ્યક્તિત્વને

એટલો વ્યાપક બનાવી દે છે કે પ્રત્યેક જીવની સાથે પોતાની એકરૂપતા સ્થાપીને, તે દ્વારા, ભગવાનની સાથે પોતાની પૂર્ણ એકરૂપતા સાધી લે છે.

આથી મહજિયા વૈષ્ણવો ' પ્રત્યેક માનવી 'મા સ્વરૂપ-ભાવ જુવે છે : દરેક સ્ત્રી પુરુષે પોતાનામા સ્વરૂપ ભાવનો અનુભવ કરીને પાર્થિવ પ્રેમને અપાર્થિવ રૂપમા પરિણત કરી દેવો જોઇએ (રૂપની અભિવ્યક્તિ એ સ્થૂળ, અશુદ્ધ, મલિન છે )

આ સપ્રદાયમા કેટલાક પરકિયા—પ્રેમને ભક્તિના શ્રેષ્ઠ સાધન તરીકે ય માને છે પરતુ—આ પથની વિશેષતા એ છે કે પુરુષે પોતાને સ્ત્રી માનીને પ્રભુરૂપી પુરુષની ઉપાસના કરવી જોઇએ, એટલે કે પુરુષે પોતાની કામના તથા વાસનાને કાબૂમા રાખી યૌન સબધનો સર્વથા ત્યાગ કરવો જોઈએ—આવો પુરુષ કોમલ પ્રેમમય જીતેન્દ્રિય, તથા કામનારહિત બની જવાને કારણે સહજ-માનવ બની જાય છે

આથી જ સહજિયા સાધનાને જ માધુર્યભાવ કહેવામા આવે છે (જ્યારે ચૈતન્ય આદિ ગૌડીય વૈષ્ણવો મુખ્યત માનવ સ્વભાવ અનુસાર સખ્ય, દાસ્ય તથા વાત્સલ્ય ભાવને ઉપાસનામા ઉપયુક્ત માને છે—અપવાદ રૂપે જ માધુર્યભાવ.) શ્રીમદ્ ભાગવતમા આ ગોપીભાવનુ વિશુદ્ધ રૂપ આલેખાયેલુ જ છે આડવારોમાના કેટલાક ભક્ત

(દા.ત. ચાંડાલ) ભકિત પણ ગોપીભાવની જ હોવાનું જણાય છે.

પરમ પ્રસિદ્ધ ભક્ત કવિ ચંડીદાસે (૧૫ મી સદી આરંભ) આ સહજભાવ મુકત મને ગાયો છે.

બંગાળમાં બાઉલ—ભજનિકોના સંપ્રદાયોના મૂળમાં પણ પ્રેમ એજ આનંદનુ સાધન માનવામાં આવ્યુ છે. બાઉલો તો મુકિતની વાત જ કયાં કરે છે? એ તો પુષ્ટિમાર્ગી ભકતોની જેમ ઊલટું કહે છે–ભગવાન અને ભક્ત બંને બંધાયેલાં છે. તારે માટે વળી મુકિત કેવી? 'તારા–મારા' સદા બંધનમાં જ તો પરમ આનંદ છે!

પરંતુ સમસ્ત બંગાળ અને મથુરા—વૃન્દાવન—વ્રજમંડળને ભક્તિરસમાં ઝ કોળી દેનાર કોઈ હોય તો તે શ્રી ચૈતન્ય (૧૪૮૫–૧૫૩૩) છે. સંકીર્તન એ જ એમનુ આધ્યાત્મિક સાધન. સાધારણ પ્રાકૃત જનને ય અત્યંત સહજ એવું! એટલે જ વિરાટ જનસમુદાયને એ ગાંડો બનાવી શકયા—પાછળથી અવતાર લેખે એમની મૂર્તિની પૂજા પણ શરૂ થઈ ગઈ! એમનું અને એમના પછી ય, એમના અનુયાયી ગૌડીય વૈષ્ણવોનું અર્પણ ભકિત સાહિત્યમા ગુણવત્તા અને રસની દષ્ટિએ અનન્ય જ છે.

## ઉત્તર–પશ્ચિમ ભારત

ઉત્તર ભારત અને પશ્ચિમ ભારત માટે ય મધ્યયુગ અસાધારણ ભકિતયુગ હતો. જેને પૂરા અર્થમાં આંદોલન

કહી શકાય એવું શક્તિ–આંદોલન આ યુગનું લક્ષણ બની ગયું...

દક્ષિણમાં શ્રીરામની ભક્તિનાં ઊંડાં મૂળિયાં આળવાર સંતોએ, રામાનુજ તથા માદ્વ સમા આચાર્યોએ રોપ્યાં હતાં. શ્રીરામાનુજના શિષ્ય શ્રીરાઘવાનંદ અને તેમના શિષ્ય શ્રીરામાનંદ (રામાનુજની ૧૪ મી પેઢીએ), નવા યુગના પુરસ્કર્તા બન્યા. શ્રી રામાનંદે તેમનાં પાછલાં વર્ષોમાં ઉત્તર ભારત–કાશીમાં વૈષ્ણવ સંપ્રદાયનો શંખ ફૂંક્યો. 'વૈષ્ણવ–મનાબ્જ–ભાસ્કર' એમના મહતીય ગ્રંથ. એમના ઇષ્ટદેવ તે રામ–સીતા–લક્ષ્મણની દેવ–ત્રિમૂર્તિ. એમને મને ય મુક્તિનું એક માત્ર સાધન તે ભક્તિઃ ભગવાન રામચંદ્રમાં નિત્ય સ્મરણ પૂર્વક પરમ અનુરાગ! એમના મુખ્ય શિષ્યોમાં આપણે માટે સુપરિચિત તે કબીર (૧૪૪૦—૧૫૧૮) (પીંજારો વણકર), પીપો (રાજપુત); સેનો (નાવી), ધનો (ભટ્ટ), રૈદાસ (ચમાર—ખાટકી) અને પદ્માવતી જેવી નારી! કબીર નિર્ગુણ ભક્તિનો એક મહાન સંત કવિ થઈ ગયો. તે જ રીતે કબીરના શિષ્યોમાં એનો પુત્ર કમાલ અને દાદુ, રજ્જબ વગેરે મુસ્લિમ ભક્તોની ગણના આગળ પડતી છે. અને તેમની અસર મલિક મહમદ જાયસી જેવા પ્રથમ પંક્તિના સૂફી ભક્ત કવિની વાણીમાં ય અનુપ્રાણિત થયેલી જોવા મળે છે. (૧૪૯૫—૧૫૯૨) જો કે રામભક્તિની પ્રખર પ્રેમધારા પાછળથી વહાવનાર તુલસીદાસજી (૧૫૩૨ –૧૬૩૨ વચ્ચે)—તેમનું રામચરિત માનસ ભારત વર્ષનું બીજું ભાગવત બની ગયું.

તો વળી, મૈથિલના પરમ ભક્ત કવિ વિદ્યાપતિએ (૧૩૫૧—૧૪૨૦) રાધાકૃષ્ણના શ્રૃંગાર પ્રેમની વિવિધ અવસ્થાઓ—આકુલતા, ઉત્કંઠા, મિલન, સંભોગ, વિરહ પીડા, કામકાતરતા, ઉપાલંભ અને આત્મસમર્પણ આદિ અનુભૂતિઓ અને ચેષ્ટાઓનાં પદો-ગીતો દ્વારા, ભક્તિ અને શ્રૃંગારને એક નવા જ સ્તર પર પ્રતિષ્ઠિત કર્યાં—જેની અસર કબીર અને સૂર બંને ઉપર ઊંડી વરતાય છે.

ગુજરાતમાં આપણે માટે સુપરિચિત નરસિંહ, અખો અને દયારામે વહાવેલા ભક્તિ અને જ્ઞાનના પ્રવાહો ભારતીય પરંપરાના જ પુષ્પો છે— જેમાં મીરાંનું અર્પણ અનન્ય અદ્વિતીય છે.

પરંતુ આ યુગની કૃષ્ણા ભક્તિનુ મહનીય કેન્દ્ર તે તો વ્રજ-ભૂમિ; એની ભાષા તે વ્રજબોલી; આચાર્ય નિમ્બાર્ક એના પુરસ્કર્તા. દક્ષિણ ભારતમા બ્રાહ્મણ પરિવારમા જન્મ્યા હતા, અને ઉત્તર ભારતમાં વિશેષે કરીને —મથુરા—મંડલમા યમુના તીરે ધ્રુવ ક્ષેત્રે રહી કૃષ્ણ ભક્તિનાં રોપ ઉછેર્યા હતા. એ પછી વ્રજભૂમિને પ્રેમ ભક્તિથી અભિષિક્ત કરી દેનાર પ્રગટયા હતા ચૈતન્ય પ્રભુ. તે આપણે જોઈ ગયા.

આ આખી ભૂમિકાને એક અભિનવ સ્તર ઉપર લઇ જવાનો પુરુષાર્થનો યશ જાય છે. આચાર્ય શ્રીવલ્લભને

કાળે એમણે પૃવકજનને ભાગવત ધર્મમા પરિપ્લાવિત કર્યો, એમણે ભાગવત ભાવનાને લોક ભાવનામા ઓત પ્રોત કરી

શ્રીવલ્લભ પોતાના દર્શનને શુધ્ધાદ્વૈત કહે છે, અને તેમનો સપ્રદાય પુષ્ટિમાર્ગ આચાર્યશ્રીની દૃષ્ટિએ ભક્તિની શ્રેષ્ઠ કક્ષા તે પુષ્ટિમાર્ગની શ્રેષ્ઠ કક્ષા છે તેમા ઇષ્ટદેવ પાસેથી મોક્ષ ફળની અપેક્ષા નથી તેમા કર્મની અને જ્ઞાન—એટેની અનિવાર્યતા નથી એતો ફળ રહિત, સાધન રહિત ભક્તિ પથ છે એમા ઇશ્વરને ચરણે આત્મ સમર્પણ, ઈશ્વરનો અનુગ્રહ કેવળ કૃપાની જ ઝખના રહે છે આ રીતે, 'પુષ્ટિ ભક્તિ' સાધન નિરપેક્ષ છે એમના મતે ઈશ્વરના અવતારનુ પ્રયોજન દુષ્ટ-જનનુ દલન અને સાધુજનનુ પરિત્રાણ કરવાનુ માત્ર નથી એ તો બીજા સાધનો દ્વારા ય શક્ય છે અવતાર ધારણનુ પ્રયોજન તો માનવીને સાધન નિરપેક્ષ મુક્તિનુ દાન આપવા પૂરતુ જ છે

સાધક માટે કોઈ સાધનાની અપેક્ષા રહેતી નથી ભગવાન પોતે જ પોતાના લીલા વિલાસથી, પોતાના અનુગ્રહથી મુક્તિ પ્રદાન કરે છે

અલબત્ત, કર્મ અને જ્ઞાનનો અહી ઈન્કાર નથી, તથા નવધાભક્તિનોય ઇન્કાર નથી પરતુ એ બધી સાધન-ભક્તિ છે સાચા પુષ્ટિજીવ માટે કોઈ પણ ભાવે ભગવાનનુ ભજન એ જ એકમાત્ર સાધન બસ છે આ માનસી ભક્તિ તનુજા અને વિત્તની ભક્તિથી શ્રેષ્ઠતર છે, સાધનની અપેક્ષાવાળી 'મર્યાદિકી પ્રપત્તિ' કરતા પુષ્ટિ પ્રપત્તિ' ઉચ્ચતર છે

ભગવાનને મળવાની આતુરતા, વિયોગમાં નિરંતર વ્યાકુલતા એ જ ભકતની પરમ તૃપ્તિ–પ્રાપ્તિ છે.

શ્રીવલ્લભના મતે, નંદજી અને યશોદાજીને પોતાના પુત્ર પ્રત્યેને વાત્સલ પ્રેમ આવી ભકિતનું ઉત્તમ દૃષ્ટાંત છે. (જો કે શ્રીવલ્લભના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીએ વાત્સલ્ય ભકિતને સ્થાને મિલન આતુરા વિરહી ગોપીના શૃંગારી પ્રેમને મહત્ત્વ આપ્યું છે) પરંતુ આ બનેમાં એકાગ્ર વિરહની ભાવના રહેલી જ છે—અને ભકિતની સર્વોચ્ચ કક્ષાએ તો એ મિલન વિરહભાવ નિરંતર અનાયામ પ્રેમભાવનુ વ્યસન બની જાય છે.

શ્રીકૃષ્ણના પદારવિંદમાં, સર્વથા, સર્વાત્મના, સર્વ ભાવે સમર્પણની વૃત્તિ–દેશ, કાળ, જાતિ, વર્ણ કે અન્ય તમામ ભેદ વિના સૌને માટે, સદાકાળ શકય છે.

આચાર્ય શ્રી વલ્લભની આ પુષ્ટિભકિત સુરદાસ, પરમાનંદદાસ, દયારામ, કેશવ ભટ્ટ, નાભાજી આદિ ભકત –કવિ–પંડિતોને પ્રેરણા આપવા સમર્થ નીવડી છે; અકબર યુગનાં રત્નસમા સંગીતકાર તાનસેન તથા ટોડરમલ, બિરબલ આદિ રાજનીતિજ્ઞોને પ્રભાવિત કરી શકી છે; એટલું જ નહિ પણ, હિંદુ ધર્મની તમામ જાતિઓ અને સ્ત્રીઓ ઉપરાંત વિધર્મી મુસ્લિમ રાજકર્તાઓથી માંડી સામાન્ય મુસ્લિમજનને આકર્ષી પોતાનામાં એકરૂપ બનાવવા સમર્થ નીવડી છે એ જેવું તેવું પ્રદાન નથી.

આ પુસ્તક 'મુસ્લિમ વૈષ્ણવો' આના અનેક ઉજ્જવલ દૃષ્ટાંત રજૂ કરે છે અહીં રજૂ થએલા પ્રસંગોમાંની સંપૂર્ણ ઐતિહાસિકતાની અને ચમત્કારિકતાની વાત બાજુ પર રાખીએ તો ય એક વાત નિર્વિવાદ પ્રગટ થાય છે કે, યવન સરદાર આર્યખાન રસખાન બની શકયો, અને અલીખાન પઠાણ વ્રજવાસી બની ગયો,—જેના હૃદયમાં વ્રજના વૃક્ષ ફૂલ લતામાં એટલો અનુરાગ પ્રગટ થયો કે એનું એક પાંદડું તોડવામાં આવે એ એનાથી સહન ન થયું મોક્ષની અને વૈકુંઠની ગણના કરતાં ય વ્રજવાસનો તલસાટ વધી ગયો અને આ ભાવાવેશમાં એમણે અનેક પદો લખ્યા હોવાનું ય કહેવાય છે—

> કોટિ કલ્પમે અવતરું વ્રજવાસી હુવે રટાયું
> અલીખાન આન ચાહત નહિ, કૃષ્ણ કૃષ્ણ મુખ ગાયું

અને આ ભક્ત અલીખાન પઠાણની પુત્રી ખાનજાદી રસિક હૃદયા—આ જન્મ અવિવાહિતા કામવર્જિતા બની ગઈ। તો વળી કુંજરી જેવી યવનાને મુખે ઝારીથી જળ પાન કરાવવામાં ગુસાંઈજીને ધર્મનો બાધ ન આવ્યો– કેમકે ભગવાનનો અનુગ્રહ કયા જીવ ઉપર ક્યારે થશે એ તો કેવળ ભગવાન જ જાણી શકે! કેવળ ઉચ્ચ કોટિના વૈષ્ણવો જ નહિ, સૌએ, સાચા વૈષ્ણવ થવું હોય તો સૌએ સમારી ભેદાભેદ ગાળી સર્વ જીવો તરફ સમદૃષ્ટિ દાખવવી રહી

મહામૂદ, અજ્ઞાની, અક્રૂર, નારી કુંજરીને પણ ભક્તિની

લગની લાગી ગઈ; તે એકનિષ્ઠ સેવિકા બની ગઈ; અને એના અંતકાળે ગુંસાઈજીએ જાતે એને આંગણે જઈ અલૌકિક પ્રાપ્તિના આશીર્વાદ આપ્યા.

વૈદિક ધર્માનુસાર જે ઘટના અશક્ય હતી તે 'પુષ્ટિ' પંથે શક્ય બની:

"જાતિ પાંતિ પૂછે નહિ કોઈ,
હરિકો ભજે સૌ હરિકો હોઈ."

અને 'બડી' જાતિનો બાગીખાન પઠાણ વૈષ્ણવ કીર્તન આસક્ત બની 'ધર્મપ્રાણ' બાગીખાન બની ગયો! કયુ પ્રાયશ્ચિત કરીને? ખુદ મુસ્લિમ કુટુંબમાં રહીને, સ્વકીય ધર્મની વચ્ચે ન આવે એવી માતાપિતાની બધી આજ્ઞાઓ ઊઠાવીને ય, તે પરમ વૈષ્ણવ બની શક્યો–બાદશાહ અકબરની આગળ નિર્ભય રીતે પ્રાણની આહુતિ આપવાની તૈયારી પ્રગટ કરીને, ઘાસ જેવી લઘુતા અને સેવા–તત્પરતાના ગુણે કરીને બાગીખાન વ્રજવાસી બની ગયો.

ભાગવત ધર્મની આ ભકિતધારા ૧૨ થી ૧૭ મી સદી દરમ્યાન જે સવિશેષ સ્વરૂપે પ્રગટ થઈ છે એનુ રહસ્ય ભારતની સામાજિક–સાંસ્કૃતિક પાર્શ્વભૂમિમાં છે.

હિંદુ ધર્મના પાયા સમાન ગણાતી, શાસ્ત્રવિહિત ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા ઉપર આવડો મોટો અને આટલો પ્રચંડ પ્રહાર, આટલો એક ધારો અને આટલો પરિણામદાયી, શી રીતે શક્ય બન્યો? ભકિતનું આવું સૌમ્ય છતા ઉદ્દામ –ઉધ્ધારક સાર્વજનીન રૂપ આથી શક્ય બન્યું? એનું એક

અતિ મહત્ત્વનુ કારણુ તે ભારતના ઈતિહાસમા જ રહેલુ છે—૧૧મી સદીથી ભારત વર્ષની પ્રાચીન સુદૃઢ સમાજ-વ્યવસ્થા ઉપર આવેલી એક કટોકટીમા રહેલુ છે ભક્તિ યુગનુ ઐતિહાસિક રહસ્ય સમજવા માટે આ પાર્શ્વ ભૂમિકામા ડોકિયુ કરી લઈએ

ગુપ્તોના સુવર્ણયુગ પછી ભારતનો પ્રમુખ આર્યધર્મ જડતા-રૂઢિગ્રસ્તતા અને વર્ણશ્રેણીના ઉચ્ચનીચ ભેદોના બધનોમા ગુગળાઈ રહ્યો હતો—હિંદુ ધર્મમા જ નહિ, એક વખતના ક્રાતિકારી ગણાતા બૌદ્ધધર્મમા ય ભયકર સડો ઘર ઘાલી બેઠો હતો

ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા એક સમયે સામાજિક શ્રમ વિભાગને અનુલક્ષી, સામાજિક સઘર્ષને હળવો રાખી, સામાજિક સમતુલા સાચવવાની ચાવી રૂપ હતી પરતુ ધીમે ધીમે કરતા તે સર્વથા વિકૃત બની ગઈ—બ્રાહ્મણો જ તમામ જ્ઞાન, શાસ્ત્રો, સસ્કૃત ભાષા, સદ્ગુણો અને સત્તાના ઈજારદાર બની ગયા, અન્ય વર્ણો પ્રત્યે અપમાનિત તિરસ્કૃત વલણ દાખવતા થઈ ગયા, અને ઉપલા ત્રણ વર્ણોનુ શુદ્રો પ્રત્યેનુ વલણ તો ભયકર અમાનવી-અત્યાચારી હદે પહોચી ગયુ, સ્ત્રીઓનુ સ્થાન પણ એક દાસી અને ઉપભોગના સાધન સમુ થવા લાગ્યુ, શાસ્ત્રને નામે વ્યવહાર ધર્મની પરિપાટી દરેક વર્ગ માટે જડ બની ગઈ, એમા ક્ષતિ કરનારા સૌ બહિષ્કૃત થઈ સામાજિક અત્યાચારોના ભોગ બન્યા બીજી બાજુ, ભારત-બહારથી આવી રહેલી ટોળીઓને પોતાની અદર આત્મસાત

કરી લેવાનું સત્ત્વ (આગળના યુગમાં હતું તેવું) હવે રહ્યું ન હતું. એટલે બહિષ્કૃતો અને આગંતુકોના નાનાવિધ વાડાઓ વધી રહ્યા હતા–બૌદ્ધો, શાકતો, શૈવો તથા બંગાળમાંના ડોમ, હાડી, અને પંજાબમાંના નાથ, નિરંજન, પાશુપતો વગેરેના વિશાળ સમુદાયો વેદ ધર્મની બહાર ફેંકાઈ ગયા હતા, અથવા બહારના જ ગણાતા રહ્યા હતા–તે એટલી હદે કે 'વેદ પ્રણિત' કરતાં 'વેદ બાહ્યની આચાર ભ્રષ્ટો'ની સંખ્યા વધી રહી હતી. અસંખ્ય વર્ણો 'હલકી' અને તિરસ્કૃત ગણાવાને કારણે વ્યાપક સમાજ જીવનના વિકાસમાં જ બાધા પેદા થઈ ચૂકી હતી. આમ, એક બાજુ વર્ણાશ્રમ ધર્મ દમનનું સાધન બન્યો હતો, તો બીજી બાજુ, ઉપલા વર્ગો (બ્રાહ્મણ ક્ષત્રિય) એશઆરામમાં પડયા હતા, અને પંથ–પંથની વચ્ચે, રાજ્ય–રાજ્યની વચ્ચે વિદ્વેષનો અગ્નિ ખદબદી રહ્યો હતો.

સમસ્ત જીવનના આવા કટોકટીના પ્રસંગે ભારત વર્ષની ધાર્મિક–સાંસ્કૃતિક–સામાજિક પરિપાટીથી અને પ્રણાલિથી સર્વથા ભિન્ન એવી બહારની ઈસ્લામી શકિતનું બેવડું 'આક્રમણ' શરૂ થયુ. આરંભમાં (૮મી સદીમાં) જૂજ ફકીરો, સંતો–સૂફીઓએ ભારતમાં પ્રવેશ કર્યો હતો; એ બધા ઈસ્લામ ધર્મી હતા; તેમાં ય સૂફી–ભકતો–કવિઓ તો પ્રેમ ભકિત પંથના પુરસ્કર્તા હતા; વળી, આમેય, ઈસ્લામમાં વર્ણભેદો હતા નહિ. જો કે એ ધર્મની બહારના સૌ કાફરો હતા; પરંતુ એ ધર્મના અંદરના સૌ સમાન હતા

—નમાજ, પાઠ, તીર્થ, ભોજન, લગ્ન આદિ વ્યવહારોમા રાજાથી રક સૌને સમાન અધિકારો હતા, સમાન સ્થાન હતું આ રીતે, ધાર્મિક સસ્કૃતિક ક્ષેત્રે ઈસ્લામ ધર્મી સૂફી ભક્તિપથી કવિઓના સમાગમની અસર ભારતીય ધર્મભાવના, અને ખાસ તો, વર્ણવ્યવહાર ઉપર થવા સર્જાયેલ હતી જ પરતુ આ કેવળ સાસ્કૃતિક આગમનથી જ પત્યુ નહિ. જોતજોતામા તો, ખરેખરુ ભયાવહ આક્રમણ તૂટી પડયુ વિદેશી મુસ્લિમ રાજનકર્તાઓ ભારત પર તૂટી પડયા (ઈ સ ૧૦૦૦ થી) ઘોરી અને ગઝન વીઓએ ફરીફરી ઉપરા ઉપરી આક્રમણો કરી ભારતીય સ્વાધીનતાને ખડિત કરી નગરો અને ધર્મસ્થાનો ધરાશાયી કર્યા, લૂટયા, મૂર્તિઓનો નાશ કર્યો અઢળક સપત્તિ અને સ્થાપત્યો લૂટી સાથે લઈ પોતાને વતન પાછા ફર્યા

પરતુ વાત આટલે જ ન અટકી આ પછી (૧૨૦૬ થી૧૫૨૬) ખિલજી, તઘલખ, સૈયદ અને લોદી વશીઓએ ભારત પર આક્રમણ કરી, સત્તા કબજે કરી, સત્તાના કેન્દ્રો ઊભા કર્યા—અને ભારતીય ધર્મના ઉધ્વસની અને ઇસ્લામી ધર્મના વિસ્તારની કારવાઈઓ ક્રૂર હાથે ચલાવે રાખી—સત્તાના બળે, ભારતના સમસ્ત ધાર્મિક—સાસ્કૃતિક પાયા ઉપર પ્રહારો શરુ કર્યા મદિરો અને મૂર્તિઓનો ઘાણ વાળ્યો, ધર્મ—તીર્થસ્થાનો ભ્રષ્ટ કર્યા, હિંદુઓને વટલાવ્યા, દેવળો—મદિરો નવા સ્થપાવા સામે જૂનાનો જીર્ણોદ્ધાર કરવા સામેય પ્રતિબધો મૂકયા, આર્થિક રીતેય બિન ઈસ્લામીઓને રજાડયા (જજીયાવેરો), તથા સામાજિક

જીવનમાં ય ડખલ કરી–અમુક અન્ન-વસ્ત્ર તથા આભુષણો વગેરે ઉપર નિયંત્રણ નાખ્યું; અને રાજ્યનાં મુખ્ય સ્થાનો પરથી હઠાવી ય દીધા.

બીજી બાજુ, જેમણે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો એમને માટે બધા રસ્તા ખુલ્લા થઈ ગયા. એ સૌ સુરક્ષિત બની ગયા!

પરિણામ શું આવ્યુ? આપણે ત્યાં શું બન્યું? સુરક્ષા, સત્તા, સુખસગવડની લાલસામાં સૌથી ઉપરના વર્ગો (બ્રાહ્મણો રાજવીઓ અને શ્રીમંતો) ના સમૂહોના સમૂહો ધર્મ-પરિવર્તન કરી, સ્વાર્થમાં આંધળા બની, ભયથી કંપી ઊઠી, દીનતા અને લાચારી સ્વીકારી, સરકારી દફતરોમાં અને સુરક્ષિત સત્તાસ્થાનોમાં ગોઠવાઈ ગયા. બીજી બાજુ? વર્ણધર્મના વર્ચસ્વ નીચે ગુંગળાઈ રહેલી અને હડધૂત થયેલી હલકી ગણાયેલ જાતિઓ –જૂથો–સમૂહોએ "સૌની ધાર્મિક સમાનતા' જાહેર કરનારા ઈસ્લામ ધર્મને રાજી ખુશીથી (કે ના છૂટકે) અપનાવી લઈ સૈકાઓથી પ્રવર્તતા દમનમાંથી છુટકારો મેળવ્યો!

પરિણામ, સ્વાભાવિક રીતે જ, એ આવ્યુ કે હિંદુ ધર્મના પાયા ખખડી ઊઠયા—બાહ્ય ઈમારત કકડભૂસ તૂટવા લાગી.

ભારતને માટે આ ઘટના સર્વથા અભિનવ હતી. સવાલ સીધો આવી ઊભો રહ્યો હતો–હિંદુ ધર્મ-સંસ્કાર ટકશે કે ખતમ થશે? આજ સુધી 'હિંદુ' શબ્દ કોઇએ

વાપર્યો ન હતો, કોઈએ આભળ્યો ન હતો૧ અને આજ સુધી, આર્ય ધર્મની કોરીકર વ્યાખ્યા કોઈએ કરી ન હતી આજ પૂર્વે, ભારત બહારથી અનેક પ્રજાઓ ભારતમા આવી હતી– આર્યો પછી ગ્રીક, શક, કુશાન, હૂણ, સિથિયનો અને ગુર્જરો આદિ ટોળીઓ આ ભૂમિમા પ્રવેશી, આ ભૂમિના સસ્કાર—સમાજમા જ સમાઈ ગઈ હતી આર્યોના એક યા બીજા વર્ણોમા એ ઓતપ્રોત થઈ ગઈ હતી સપૂર્ણ રીતે ભારતીય બની, ભારતની પરપરાને અપનાવી, સહિયારા પુરુષાર્થમા એક રૂપ બની ગઈ હતી એમનો ધર્મ, એમનો સસ્કાર, એમનો આધાર—એમનુ બધુ જ ભારતીય ધર્મ-આચાર કે સસ્કારની જ એક વિશેષતા–વિવિધતા રૂપે સ્થાન પામ્યા હતા

પરતુ ઇસ્લામી આક્રમણનુ રૂપ જુદુ રહ્યુ, અને એથી સમસ્યાઓ પણ વધુ ગભીર અને જટિલ બની ઊઠી હિંદુ ધર્મ-સસ્કાર ટકશે કે ખતમ થશે? ધર્મ અને સસ્કારના સરક્ષણનો માર્ગ શો?

અલબત્ત, ત્યારે ય જડધર્મી જડભરતોએ ધર્મ-રક્ષાને નામે વધુ ને વધુ સકુચિત વાડાઓ ઊભા કરી, વધુ કઠોર જડ બધનો–નીતિ નિયમો, આચારો ઊભા કરીને ઊલટો જ રસ્તો લીધો!

બીજો ઉપાય જ્ઞાનમાર્ગનો શ્રી શકરાચાર્યે અને

૧ "મધ્યકાલીન ધર્મ સાધના હજારીપ્રસાદ દ્વિવેદી કહે છે ક હિન્દુ શબ્દ જ મુસ્લિમોએ બનાવેલો છે

કર્મમાર્ગને શ્રી કુમારિલ ભટ્ટે અજમાવી જોયો હતો. પરંતુ સર્વસાધારણ પૃથક્જન માટે એ બંને અશકયવત બન્યાં હતાં. પ્રજાનો આત્મા કોક રાજમાર્ગની ખોજમાં જ હતો.

આવી હીન–દીન દશા અને છિન્નભિન્નતા તથા અંધાધૂંધી અને ખરેખરી કસોટીના કાળે, જો કોઈએ મૃતપ્રાય ભારત વર્ષને નવપ્રાણિત કરવાનું સાહસ કર્યું હોય, અભિનવ અજોડ પુરુષાર્થ કર્યો હોય, તો તેનુ ગૌરવ અને શ્રેય ભાગવતધર્મી વૈષ્ણવ આચાર્યો–સંત–ભક્ત–કવિઓને છે. ભક્તિ આંદોલનના આ ધુરંધરોએ સાચા ધર્મની રક્ષા તો કરી જ; પણ સાથોસાથ સમસ્ત સામાજિક—સાંસ્કૃતિક સાહિત્યિક પુનરોત્થાનની મશાલ પણ પેટાવી.

કોઈએ નિર્ગુણ ધારાના અગ્રણી બની, તો કોઈએ સગુણ ધારાનો આશ્રય લઈ, કાર્ય તો એક જ કર્યું. કેટલાકે હિંદુ જાતિના બાહ્યાચારની શુષ્કતાને સાચા જ્ઞાન દ્વારા અને શાસ્ત્રોની સંગતિ–સંમતિ દ્વારા સ્થાપિત કરીને હિંદુ પ્રણાલિમાં આવશ્યક ફેરફારો કરવાનો 'સુધારાનો પંથ' પકડયો; તો બીજાઓએ પૌરાણિક અવતારોનો આધાર લઈ, બાહ્યાચારની શુષ્કતાને કેવળ પ્રેમભક્તિના પૂરમા ડુબાડી દઈ, 'ભક્તિ પંથમાં સૌની સમાનતા' નો વિદ્રોહી વીરતા ભર્યો માર્ગ અપનાવ્યો.*

*શ્રી વલ્લભાચાર્ય પરિસ્થિતિની ગંભીરતા અને ઉકેલ રજૂ કરતા લખે છે: "દેશ મ્લેચ્છોથી આક્રાન્ત છે; મ્લેચ્છોથી કચડાયેલો

ઇતિહાસમા એ થામ અવિસ્મરણીય રહેશે કે જ્યારે ઉપલા વર્ગના અને વર્ણના પ્રતિષ્ઠિતો વિદેશી વિધર્મી સત્તા સાથે હાથ મિલાવી સ્વાર્થ-સાધના કરી રહ્યા હતા ત્યારે અસંખ્ય ભક્તો -સંતો-કવિઓએ (ખાસ કરીને નીચલા વર્ગના ગણાય એમણે!) અસાધારણ જોખમો-અત્યાચારો અને મોત સુધ્ધાને આવકારી લઈ વિષય પરિસ્થિતિનુ ચિત્ર આલેખ્યુ હતું, અન્યાય અને અનાચાર, દભ અને વિલાસ સામે નિર્ભયપણે નિષ્ઠાપૂર્વક પડકાર ફેંકયો હતો અને આર્યધર્મની ઊખડી જ્હેતી ઇમારતના પાયામા સાચા માનુષી ધર્મની પુન સ્થાપના કરી સમસ્ત જનસમુદાયોને ધૈર્ય, હિંમત, વીરતા અને આસ્થાને પથે દોરી હતી

તેમણે સસ્કૃત ભાષા અને સસ્કૃત સાહિત્યમા સીમિત રહેલુ બ્રહ્મજ્ઞાન જ્યારે જનબોધથી બહાર બની ગયુ હતું ત્યારે, એ જ વૈદિક વારસો, નવે રૂપે, લોકવાણી અને

---

દેશ પાપનો આલય બની ગયેલ છે તીર્થોની દશા શી વર્ણવી જાય? ગગાદિ સમસ્ત ઉત્તમ તીર્થો યવનોના આક્રમણોથી પીડિત છે આને કારણે એ તીર્થોનુ આધિ દૈવિક રૂપ નષ્ટ થઈ ગયું છે '

" અશિક્ષા તથા અજ્ઞાનને કારણે, અર્થ ન સમજવાને લીધે વેદોના મત્રો નષ્ટ થઈ ગ્યા છ

" આવી દશામા શૂદ્રો તથા સ્ત્રીઓની મુક્તિ ભલા, આ વેદ ધ્યાન નિરત દુર્ગમ માર્ગોથી શી રીતે થઈ શકે? એમને માટે કોઈ સીધો રાજમાર્ગ હોવો જોઈએ જેનાથી નિ શ્રય તથા નિ ભ્રાન્ત લોક સમસ્ત બધનોથી મુક્ત થઈ શકે × × × આ માર્ગ તે જ અનુગ્રહ માર્ગ—" કૃષ્ણ એ જ ગતિર્મમ "

લોકભાષામા ધરી દઈને, સંત-ભકત-સમુદાયે સામાજિક ક્રાંતિનું એક મહાન લોકભોગ્ય સાધન તૈયાર કર્યું હતું. —હવે કોઈ સંસ્કૃતજ્ઞ-મહાપંડિતને જ બ્રહ્મજ્ઞાનનો ઈજારો રહેતો નહિ, ધર્મજ્ઞાનનો અર્થ સૌ ભકતો-સંતો-કવિઓએ પોતાની રીતે પ્રગટ કરી ઈજારાશાહીને જ નાબુદ કરી દીધી છે!

આમ, પ્રાકૃત (લોકભાષા), અગર અપભ્રંશમાં ધર્મનું રહસ્ય અને નવનીત પ્રજાના હાથમાં ધરી દઈને, તથા ભકિત પંથમાં ઉચ્ચનીચ, જાતિ-વિજાતિ, ધર્મી-અધર્મી-વિધર્મી, જ્ઞાની-અજ્ઞાની, સ્ત્રી-પુરુષ, સાધુ-ગૃહસ્થી, પાપી-પુણ્યશાળી એવા સાસારિક ભેદોને ભકિતના રસાયણમાં ઓગાળી નાખી ને, ભકિત રસના સૌને એકરસ, એક સમાન, એકમય બનાવી દઈને, મધ્યયુગી આચાર્યો-સંતો-ભકતો-એક પ્રચંડ સામાજિક લોકશાહી ક્રાંતિ જ કરી ગયા છે એ વિષે શંકાને સ્થાન નથી.

ભાઈ શ્રી. ચીમનલાલ વૈદ્યે સાચી શુદ્ધ 'પુષ્ટિ પ્રપત્તિ' થી "મુસ્લિમ વૈષ્ણવો" નો આટલો ભાવવાહી સુંદર પરિચય કરાવીને ભક્તિધારાનુ માર્મિક રહસ્ય છતું કર્યું છે. એમણે મારા જેવા 'પુષ્ટિ બાહ્ય' ને આવા પુસ્તકમા કૈક લખવાનુ સૂચવીને મને જે અભ્યાસ અને ચિંતનની તક આપી છે તે માટે હુ તેમનો અંતઃકરણ-પૂર્વક આભારી છું.

વડોદરા તા ૨૪-૯-૬૩ ] —ભોગીલાલ ગાંધી

# प्रपत्तिमार्ग

લે શ્રી સુંદરલાલ મણિલાલ વકીલ

This path of प्रपत्ति is accessible to all irrespective of caste colour or creed श्रीमध्व॰ रामानुज and all the souls वैष्णव आचार्यs have adopted प्रपत्तिमार्ग in their systems पवित्रs i e purificatory threads are given by the वैष्णवite आचार्यs to all the souls including स्त्रीशूद्रादिs and even out castes This doctrine of प्रपत्ति means complete surrender to the will of the भगवन् the Blessed Lord श्रीकृष्ण According to this प्रपत्तिमार्ग, the whole task of release (मोक्ष rests upon God almighty श्रीकृष्ण and upon his spontaneous and unselfish grace It holds that परमकृपालु भगवान feels the pain of suffering souls and so His grace कृपा or पुष्टि) flows freely even upon the ignorant and निःसाधन souls Who have completely surrendered them selves to Him

श्रीवल्लभाचार्य has preached कृष्णशरणमार्ग or भगवत्प्रपत्तिमार्ग as a distinct universal religion in पुष्टिभक्ति and accordingly his worthy son and successor श्रीविट्ठलेशप्रभुचरण has liberally admitted within the pale of कृष्णशरणमार्ग all the souls irrespective of their caste, creed or colour Realis

ing the importance of सर्वोद्धारक nature of भगवत्प्रपत्ति he freely allowed कृष्णसेवा not only to द्विजs, & स्त्रीशुद्रादिs but even to पतितs i-e to out castes like वेश्याs & माछीमार मेहादीमर, अन्त्यजs i-e to untouchables like चहुडा मोहनमङ्गीs & sweepers and to यवनs like रसखान, अलीखान पठान & his daughter ( who were respectively said to be the worshippers of the present कृष्णस्वरुप of श्रीमदनमोहनजी & श्रीललितत्रिभङ्गिरायजी of Bombay ) ताजबीबी and other ladies of the harem of Emperor Akber. Both श्रीमदाचार्यचरण & श्रीविठ्ठलेशप्रभुचरण have indeed, exemplified universal brotherhood in religion by preaching the राजमार्ग of कृष्णसेवा, कृष्णशरण or भगवत्प्रपत्ति to all in पुष्टिमार्ग, the सर्वोद्धारक nature of which can be boldly proclaimed and practised even to-day for the uplift of the ardent अन्त्यजs by the true वल्लभीयs to the enternal glory of विश्वोद्धारक Blessed Lord भगवान् श्रीकृष्ण & श्रीवल्लभाचार्य. This महादार सर्वोद्धारक चरित्र of श्रीमदाचार्यचरण & प्रभुचरण is truly pointed out by श्रीहरिरायजी who bows down offering to both of them the epithets:- कृष्णाश्रयहृदयाय नमः। पतितसङ्ग्रहणाय नमः। विश्वोद्धरणदक्षाय नमः। पतिततारकाय नमः। सर्वोद्धारकाय नमः। It would be a great glory of the विश्वधर्म पुष्टिसम्प्रदाय of our सर्वोद्धारक अखण्डभूमण्डलाचार्य, if the liberal attitude of श्रीविठ्ठलेशप्रभुचरण & भगवदीय चाचा हरिवंशजी who admitted within the

pale of कृष्णशरणमार्ग even भिल्लs, कोल्लs, पतितs, अन्त्यजs म्लेच्छs and other पापयोनिs & uplifted them, be at present revived and generously practised to respond to the present-day cry of अन्त्यजोद्धार without trespassing, of course, the मर्यादा of आचार शुद्धि of द्विजवैष्णवs. In keeping with the सर्वोद्धारक spirit of भागवत ७-७-४१,-५५ श्रीवल्लभाचार्य does permit even by शरण the शुद्धि, भगवत्सेवायोग्यत्व and उद्धार of अन्त्यजs and other पापयोनिs in २-४-१८ भागवतसुबोधिनी:-अन्त्यजा जातितः कार्यतश्च दुष्टा. भक्तसमाश्रयणमात्रेण शुद्धा भवन्ति। भक्ता इव भगवत्सेवायोग्या भवन्ति। अन्येऽपि पापा प्रायश्चित्तानधिकृता अपि।

# ભક્તપ્રવર આર્યખાન

આર્યખાન સુનિષ્ઠ વલ્લભ પદ રતિ ભારી
તત્ત્વચિંતન પ્રીત સંત સેવા અનુરાગી;
સંતોષી શુચિશીલ અસદ્ આલાપ ન ભાવે
મહાભાગવત વીર, નિરંતર ગોવિંદ ગાવે.

બાલક દશા વટાવી મનુષ્ય ચારે બાજુ દૃષ્ટિ ફેરવતા શીખે છે ત્યારે તેને અખિલ વિશ્વમા ચિત્રવિચિત્ર દર્શન થાય છે. આ ચિત્ર-વિચિત્ર દર્શન ઉપર વિચાર કરતા આ અખિલ વિશ્વના ગૂઢ નિયંત્રણ ઉપર વિચાર કરે છે ત્યારે તેને સમજાય છે કે આ વિશ્વનો કોઈ કર્તા છે. આ કર્તા પોતાની ગૂઢ શક્તિથી સર્વત્ર નિયમ મુજબ રાજ ચલાવે છે. બહારના આધાર વિના સૂર્ય તેના નિયમ મુજબ તપે છે, ચંદ્ર તેના નિયમ મુજબ શીતળ ચાંદની વેરે છે. વનસ્પતિ તેના નિયમથી ઋતુ અનુસાર ફળે છે, નદીઓ પણ તે જ નિયમથી સાગર તરફ વહે છે, આમ તે બાહ્ય દર્શન પર વિચારે

છે ત્યા તેનામા આત્મદર્શનની જીજ્ઞાસા સ્વાભાવિક જાગે છે અને તે વિચારે છે કે હુ કોણ અને આ શુ ? ક્યાથી આ યો અને શા માટે આ યો ? આ પ્રતોની શોધમા તેનો સસ્કારી આત્મા લાગે છે, આ પ્રયત્નની પૂર્તિ માટે તે અદર ને બહાર મથન શરૂ કરે છે આતર મથનમા સરળતા મેળવવા તે તપ જ્ઞાન, તીર્થાટન અને ભક્તિ વગેરે દ્વારા અનેક પ્રયાગો કરે છે જ્યારે મથનથી સફળતા મેળવવા માટે તે અનેક સત જ્ઞાની વિદ્વાનો પડિતો ભગવદ્‌ભક્તોના સમાગમમા આવે છે તેમની સેવા કરે છે વિનયથી પ્રશ્નો પૂછે છે અને તેમ કરી તત્ત્વજ્ઞાનની અનેક આટીઘૂટી સમજી પોતાના જીવનનો રાહ નક્કી કરવા અને તે રસ્તે ચાલવા મથન કરે છે

૨

આવી જાતના તત્ત્વ શોધનમા બે માનવો ઘણા વખતથી લાગ્યા હતા તેઓમા એક રોહરી ગામનો યવન સરદાર હતો, જ્યારે બીજો માનવ યાત્રાએ નીકળેલ બૌદ્ધ માગધ હતો આ બૌદ્ધ માગધ ગૌર પાર્શ્વનાથની યાત્રાએ જતા રસ્તામા રોહરી ગામમા રાતવાસે રહ્યો અહી તેને આ યવન સરદારનો મેળાપ થયો તેની સાથે ધર્મચર્ચા કરતા તેને આનદ આવ્યો અને તેથી તે પણ યવન સરદારના આગ્રહથી રોહરીમા રહેવા લાગ્યો

આ રોહરી ગામ સિંધપ્રાન્તમા આવેલ છે રોહરી મૂળ રહૂગણ રાજાની રાજધાનીનુ નગર હતુ અને આ રોહરી નામ રહૂગણ રાજાના નામ ઉપરથી પડ્યુ છે એમ ઈતિહાસ સાક્ષી પૂરે છે આ રહૂગણ રાજાને જડભરતનો મેળાપ થવાથી બ્રહ્મના સત્ય સ્વરૂપના દર્શન થયા હતા આ રાજા પછી અનેક રજપૂત રાજાઓ આ નગરમા થઈ ગયા ત્યારબાદ આર્ય પ્રજામા શિથિલતા આવવાથી અને નૈતિક ધોરણ નબળા પડવાથી અરબસ્તાન તરફના મુસલમાનો

સિંધ ઉપર વારવાર હુમલા કરવા લાગ્યા. સિંધ એ ભારતવર્ષનુ પ્રવેશદ્વાર હોવાથી મુસ્લિમોનું પ્રથમ આક્રમણ અહીથી થયુ ને કાળબળને લીધે તેમને સફળતા મળી. શરૂઆત આરબ રાજ્યથી થઈ આ લોકો પોતાના ધર્મના વિસ્તાર માટે અનેક અત્યાચારો કરતા-મંદિરો તોડતા. આથી અનેક માણસો ત્રાસીને ભયના માર્યા ઈસ્લામમા જોડાયા. આ જોડાયેલા માણસોને તેઓ સારી નોકરીઓ આપી માન મર્તબો આપવા લાગ્યા. આથી અનેક નીચલા થરના માણસોએ ઇસ્લામમા પેસવા માડયુ. આ આરબો પછી કુરેશ, સુમરા, સોઢા અને સમા લોકોનુ રાજ્ય થયુ. સમાવંશનો છેલ્લો રાજા જામફેરોઝ હતો. તેના વખતના સરદારો ઘણા જુલમી હતા. આથી ખોરાસાન પ્રાતનો એક સુબો શાહબેગ અર્ગુન સિંધ ઉપર હલ્લો કરી જામફરોઝને મારી નાખી પોતે સિંધનો માલિક થઈ પડયો.

આ શાહબેગ અર્ગુનનુ સવત ૧૫૩૨મા નગરઠઠ્ઠામા રાજ્ય ચાલતુ હતું. તે વખતે દિલ્હીમા લોદીવંશના સિકંદરનુ રાજ હતું આ અર્ગુન બાદશાહ સ્વભાવે દયાળુ હતો અને બીજા ધર્મ પ્રત્યે ક્રૂર નજરવાળો ન હતો. તેની રાજધાની નગરઠઠ્ઠામા હતી તેનો એક રઘુવંશદીપક સદ્ગૃહસ્થ લોહાણો હતો. વળી આ જ બાદશાહના લશ્કરમા પેલો તત્ત્વજિજ્ઞાસુ યવન સરદાર રોહરી નગરમા નોકરી કરતો હતો. તે યવન સરદાર નામથી સુપ્રસિદ્ધ હતો. અહી તેને પેલા બૌદ્ધ સાધુ સાથે મેળાપ થએલો. તે પણ એક વિચક્ષણ બુદ્ધિશાળી વ્યક્તિ હતો ને દરેક વસ્તુનો નિર્ણય બુદ્ધિથી ચકાસીને કરતો. આ બન્ને મળી તત્ત્વજ્ઞાનના અનેક પ્રશ્નો ચર્ચાતા, તેમાથી હિંસા-અહિંસાના પ્રશ્નમા બન્નેના દષ્ટિબિંદુ જુદા હોવાથી મતભેદ પડયો બન્ને પોતપોતાનુ દષ્ટિબિન્દુ આના અંગે સામાસામા રજૂ કરતા પણ તેથી કોઈનુ સમાધાન થતું નહિ

૩

એક દિવસે તે સરદારે પોતાના અતિથિ માગધને કહ્યું કે, "આજે એક નવીન વાત તમારા સાંભળવામાં શું નથી આવી?"

ત્યારે બૌદ્ધે કહ્યું કે, 'શું નવીન વાત?'

સરદારે કહ્યું, "અમારા રાજ્યના દીવાનના પુત્ર નારાયણના આખા અંગ ઉપર ગૂમડાં થયાં હતાં. દીવાન મહાશયે તેને માટે ઘણા વૈદ્ય હકીમોની દવાઓ કરી પણ બાળકનો તે રોગ જરાયે ઓછો ન થયો. આ પુત્ર તેથી અસહ્ય વેદના ભોગવતો, પણ હમણાં એક હિંદુ ફકીર આ તરફ આવેલ છે. તેમણે તેમના હસ્તને બાળકના મસ્તક ઉપર મૂકી પ્રેમ ભરી દૃષ્ટિ તેના ઉપર નાખી બસ ત્યારથી તેનું શરીર નિર્મળ ને નીરોગી બની ગયું છે. આવી કિંવદન્તી મારી આગળ આવી છે. શું આ નવીન વાત નથી?"

'ચોક્કસ નવીનતાએ ખરી ને અદ્દ્ભુતતાએ ખરી" બૌદ્ધે કહ્યું. 'દીવાનના દીકરાની જિંદગી અણચિંતવી સુધરી તેથી તેમણે તે ફકીરની ટહેલ તો પૂરી પાડી હશે?

અરે તમની તો કંઈ ટહેલ જ નથી. તેઓ તો ફક્ત ગામના પાદરે જળાશય નજીક ઉતર્યા છે અને તેમના શાસ્ત્ર ત્યાં આગળ વાંચે છે. દીવાન સાહેબ હજાર રૂપીઆ આપવા લાગ્યા તે ન લેતાં બોલ્યા કે, 'તે જ ઉપાધિનું કારણ છે અને યાત્રામાં દ્રવ્ય રાખવું ખતરનાક છે.' તેમ કહી તે રૂપીઆ તેમણે ન સ્વીકાર્યા. તે બાબતે ને તપાસ માટે માણસો મોકલ્યા છે. જેની બાતમી અનુસાર તેઓ કચ્છની સરહદે આવેલા નારાયણસરથી નીકળી નગરઠઠ્ઠામાં દીવાનના ત્યાં આવેલા હતા ને ત્યાંથી હિંગળાજ માતા જવા ઉપડી ચૂક્યા છે."

"ત્યારે તેઓ અહીં નહિ પધારે?" માગધ બૌદ્ધે તેમની વિરક્તતા સાંભળી મળવાની ઇચ્છા દેખાડી.

"તેમની પછવાડે માણસો મોકલ્યા છે તેઓ હવે જે સદેશો લાવે તે ખબર પણ જુઓ, પેલા દોડતા દોડતા કેટલાક એપિયા આવે છે "

"કેમ દોડતા આવો છો ? પેલા મહાત્માના શા ખબર છે?" યવન સરદારે ઉત્સુકતાથી પૂછ્યુ

"તેઓ તો આપણા ગામ ની પાદરે તબુ નાખીને પડયા છે. અમે એમને જોયા તો સિહ અને વરાહ જેવા લાગે છે આથી અમે કશુ ન બોલતા આપ સાહેબને તેમની વાત કરવા દોડી આવ્યા છીએ " આવનારાઓએ કહ્યુ.

"ઠીક જાઓ, હુ જાતે તેમની મુલાકાત લઈશ ( માગધ સામુ જોઈ) ચાલો તમે પણ આવો છો ને ? આપણા મનની ઘણા વખતની શકાઓ તેમને પૂછી જોઈએ તેથી કેટલુક પાણિ તેમનામા છે તેની સમજણ પડે !"

"હા, ચાલોને ! સત સમાગમ ક્યાથી ! આવા નિસ્પૃહ, દયાળુ, જ્ઞાન ગભીર હિદુ ફકીરને જોતા આપણા મનની ગૂચો આપોઆપ ઉકલી જાય છે " માગધ બૌદ્ધે કહ્યુ

૪

આથી તે બન્ને જણા શેહરી ગામ ની બહાર આવી જ્યા શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજીનો મુકામ હતો ત્યા ગયા અને તેમના શિષ્યોને કહ્યુ કે, ' આ ગામનો હુ સરદાર છુ ને મહતજીને મળવા આવ્યો છુ અમારે કેટલોક ધર્મનિર્ણય સમજવાની ઇચ્છા છે તો તેમને અમારા આવ્યાની ખબર આપશો ?

શિષ્યે સરદારના વાક્ય સાભળી તેમને આસન આપી બેસાડ્યા અને શ્રીમહાપ્રભુજીને સરદાર આવ્યાની ખબર આપી

થોડીવાર પછી શ્રીમહાપ્રભુજીએ બહાર આવી સરદાર અને તેમના મિત્રને મળી ખબર અંતર પૂછી. સરદાર તો શ્રીમહાપ્રભુજીના દર્શન કરતા જ બોલ્યો કે, "કૃપાનાથ દર્શન તો પ્રથમવાર થાય છે પણ મારુ મન કહે છે કે આપ ચિરપરિચિત લાગો છો" ત્યારે શ્રીમહાપ્રભુજી તેમની ભાષા ન સમજતા હોવાથી ત્યાંના એક બ્રાહ્મણને મધ્યસ્થ રાખી આપશ્રીએ કહ્યુ કે, સર્વના દેહમા રહેલો જીવ ભગવાનનો અંશ છે. તેથી જ્યારે જીવની અવિદ્યા નિવૃત્ત થાય ત્યારે તે દરેકમા આત્મીયતા જુએ છે. ઠીક, પણ આપને શા વિષયનો ધર્મનિર્ણય કરવો છે?"

યવન સરદારે કહ્યુ કે, "મારી પાસે જે બેઠા છે તે બૌદ્ધ સાધુ છે તેઓ મારા પરિચિત મેમાન છે. તેમની સાથે મારે હિંસા–અહિંસા સંબંધી ચર્ચા હમેશ થાય છે અને એમ લાગે કે, અમારા ઇસ્લામમા જે જણાવ્યુ છે તે હિંસા માટે સાચુ ત્યારે તેઓ પોતાના ધર્મમા રહેલી અહિંસાના વખાણ કરે છે આ વિષયનો નિર્ણય આપ ન આપો?"

શ્રીમહાપ્રભુજીએ કહ્યુ કે, "હિંસા અને અહિંસાનુ નિયમ શાસ્ત્રદ્વારા હોય તો તે બન્ને ધર્મરૂપ છે અને મનોકલ્પિત ને માયાર હોય તો તે બન્ને અધર્મરૂપ છે. આ વિષે શ્રીમદ્‌ભાગવતમા કહ્યુ છે કે:—

क्वचिद् गुणोऽपि दोषः स्याद् दोषोऽपि विधिना गुणः ।
गुणदोषार्थनियमस्तद्भिदामेव बाधते ॥

श्री भा ११, २१, १६

"કોઈ વખત ગુણ પણ દોષરૂપ બની જાય છે. અને દોષ પણ વિધિ વડે ગુણ થાય છે તેથી ગુણ દોષ માટેનો નિયમ તેના ભેદ થવાથી બાધ કરે છે"

આ શ્લોકનુ રહસ્ય બરાબર સમજવા માટે આ પીપળાના ઝાડ ઉપર કાગડો અને કપોત છે તેમને જઈને પૂછો. તે તમને ધર્મ અને અધર્મની દષ્ટિએ હિંસા અને અહિંસાનુ સ્વરૂપ સમજાવશે

આથી તે યવન સરદાર, માગધ બૌદ્ધ અને મધ્યસ્થ બ્રાહ્મણ તે વૃક્ષ પાસે ગયા. ત્યા જઈ મધ્યસ્થ બ્રાહ્મણે વૃક્ષ ઉપર રહેલા કાગડાને કહ્યુ કે ' હે કાક પક્ષી, ગુરુની આજ્ઞાથી મનુષ્ય વાણીમા હિંસા અને અહિંસાના ધર્મ વિષે કહો "

ત્યારે કાકે કહ્યુ કે, "પૂર્વે ઇંગ્લનમા હુ શક જાતનો સામત હતો. એક દિવસે કોઈ પક્ષીએ મને ઘાયલ કર્યો તેથી આ વિષે મે મારા મોલવીને પૂછ્યુ કે, પક્ષીએ મને ઘાયલ કર્યો છે, તો મારે પક્ષીઓને મારવા કે કેમ ? ત્યારે તેણે કહ્યુ કે, રિવાજ પ્રમાણે પશુ પંખીનો વધ કરવામા પાપ નથી. ત્યારે મે કહ્યુ કે, હિંદુ લોકો કેમ હિંસા કરતા નથી ? ત્યારે મને મોલવીએ કહ્યુ કે, એ લોકોના શાસ્ત્રો ખોટા છે, તેમ જ હિંસા કરવામા પાપ નથી તું તે પ્રમાણે હિંસા કરતો નથી માટે જ પક્ષીએ તને ઘાયલ કર્યો છે. આ સાભળી મે હિંસા કરવા માડી અને ઘણા પશુપખી માર્યા. કાલ જતા હુ મરણ પામ્યો અને હજારો નિર્દોષ પશુપખીઓને મારવાના પાપથી હુ નરકમા પડયો ત્યા મે બહુ કાલ ગાળ્યા. ત્યાર બાદ સર્પ વગેરેની યોનિમાથી પસાર થઈ હાલ કાકના દેહમાં છુ. ભગવત્કૃપાથી મને મારા પૂર્વ જન્મના કર્મોની યાદ છે તેથી હુ સારાસાર વિચારી દરેક કાર્ય કરુ છુ. હવે મને લાગે છે કે યજ્ઞ અગે ખપ પૂરતી હિસામા પાપ નથી, તે સિવાય નિર્દોષ પ્રાણીઓની હિંસા દુઃખ આપનાર છે. આથી હુ કોઈ પણ પ્રાણીની હિંસા વિના મારો દેહ નભાવુ છુ."

આમ કાકનો વૃત્તાત સાભળી મધ્યસ્થ બ્રાહ્મણે બીજી ડાળ ઉપર બેઠેલા કપોતને કાકની જેમ પૂછ્યુ.

ત્યારે કપોતે કહ્યું કે, "ગુર્જર પ્રદેશમાં પ્રથમ હું એક ક્ષત્રિય હતો. મેં ઘણા યજ્ઞો અંગે નિર્દય પશુઓની હત્યા કરી. આ હત્યાથી મને બહુ દુઃખ થતું. આથી મેં મારો વૈદિક ધર્મ છોડી જૈન ધર્મ સ્વીકાર્યો. હવે જૈન ધર્મ દયાભાવમાં પ્રધાનપણે માને છે. તેથી મેં પણ યજ્ઞ કરવાનું છોડી દીધું અને નાના જીવોની હિંસા ન થાય માટે હંમેશ સ્નાનાદિ કરવાનો ત્યાગ કર્યો. વળી સાધુ બની એક ગામથી બીજે ગામ વિહાર કરવા લાગ્યો. પણ એક દિવસે પગપાળા વિહાર કરતાં રસ્તામાં કાંટો વાગ્યો, આથી પાસે ગાયોનો નેસડો હતો ત્યાં જઈ સૂઈ રહ્યો. રાતે જ નેસડામાં અચાનક આગ લાગી. અંદર ઢોર અને માણસો હતાં, તે વાડો ખોલવા માણસો મને બૂમો પાડવા લાગ્યાં. પણ રાતે ચાલવાની મારા આ નવા ધર્મમાં મનાઈ છે તેથી જીવજંતુ ન મરી જાય તે માટે હું વાડો ખોલવા ન ઊઠ્યો નહિ. આથી વાડાનાં પશુઓ અને માણસો બળી ભસ્મ થઈ ગયાં. આ વાતની સવારે લોકોને ખબર પડતાં, તેમણે રાજાને ખબર આપી. આથી રાજાએ મને તેડાવી સખ્ત કેદ આપી. ત્યાં જેલમાં મારો દેહ પડ્યો. અને અનેક જન્મો પછી હું આ કપોતરૂપે જન્મ્યો છું. આ જન્મમાં મને પૂર્વજન્મની સ્મૃતિઓ રહેવાથી હવે હું શાસ્ત્રો વિરુદ્ધ કંઈ કરતો નથી. તેથી શાસ્ત્રોમાં નહિ કહેલી અહિંસાથી પણ ધર્મ થતો નથી, એમ હું હવે માનું છું."

૫

આમ આ ત્રણે જણાઓએ પંખીઓનું આત્મવૃત્તાંત સાંભળી પરોક્ષ રીતે જ્ઞાન મેળવ્યું કે હિંસા અને અહિંસાના કાર્યમાં વિવેક રાખવો જોઈએ–અને આ વિવેકદૃષ્ટિ ધર્મશાસ્ત્ર પાસેથી પ્રાપ્ત કરવી જોઈએ. આથી આ ત્રણે જણા શ્રીમહાપ્રભુજી પાસે ગયા અને દંડવત કરી પોતાને શિષ્ય બનાવવા માટે વિનંતી કરી. આથી શ્રીમહાપ્રભુજીએ તેમને અષ્ટાક્ષર મંત્ર આપી શરણે લીધા

અને કહ્યું કે શાસ્રો અનેક છે તે તે માહેના જ્ઞાનનો કોઈ પાર પામી શકતું નથી, પણ સુજ્ઞ પુરુષ તો શાસ્ત્રમાંથી પોતાની જરૂર પૂરતું શોધી લે છે તમો બંનેમા તત્વ જાણવાની જિજ્ઞાસા વૃત્તિ છે તે જ ભગવદ્ કૃપાનુ ચિહ્ન છે. અને તે વૃત્તિ પ્રશંસનીય છે. દરેક માણસે પોતે કોણ છે અને આ બધું શુ છે તે જાણવુ જોઈએ જેમ અગ્નિમાથી તણખાઓ છૂટા પડે છે તેમ આપણે બધા તે પરમ આનંદઘન સત્ ચિત્ સ્વરૂપી પરમાત્મામાથી છૂટા પડયા છીએ. આપણને અવિદ્યા લાગવાથી આપણે આ જે કંઈ મારું તારુ કરીએ છીએ, તે જ અહંતા-મમતાત્મક સંસાર છે. અને તે મિથ્યા છે. તે મિથ્યા વસ્તુને સાચી માની આપણે અવળે રસ્તે ચાલ્યા કરીએ છીએ. હવે આ રસ્તો બદલી આ જે કંઈ દૃશ્ય છે તે ભગવાનનુ રૂપ છે ને સર્વત્ર વ્યાપક ભગવાન છે તેવો ભાવ રાખી, સ્વધર્મનુ યથા શક્ય આચરણ કરવુ, વિધર્મથી અળગા રહેવુ અને ઈંદ્રિયોરૂપી ઘોડાને કબ્જે રાખવા. આ સાથે ભગવાનની ભક્તિ કરવામા આવે તો પ્રભુ કૃપા કરી શરણે લે છે. આથી ખપ પૂરતો જગતના વ્યવહારનો ઉપયોગ કરી ભગવાનમા નિરોધ સિદ્ધ થાય તેમ કરવુ. આ બધી વસ્તુઓ વેદ, ગીતા બ્રહ્મસૂત્ર અને શ્રીભાગવતમા સારી રીતે સમજાવી છે છતા શ્રીભાગવત એવું શાસ્ત્ર છે કે જેનું પઠન પાઠન દરેક જીવ સ્વતંત્ર રીતે કરી શકે છે. તેમા વર્ણ અને જાતિ અંગેનો કોઈ બાધ નથી. શ્રીવ્યાસ ભગવાને તેને સર્વોદ્ધાર માટે પ્રગટ કર્યું છે આથી દરેક સુજ્ઞ જીવે હમેશ આદરથી શ્રીભાગવતનો પાઠ કરવો.

જીવનું પ્રથમ કર્તવ્ય અવિદ્યા અને અહંતા-મમતામાથી છૂટવાનું છે. જેમ લાકડામા અગ્નિ ગુપ્ત રીતે રહેલો છે તેને બહારના અગ્નિ સાથે જ્યા સુધી સંસર્ગ થય નહિ ત્યા સુધી તેનામા રહેલો અગ્નિ બહાર પ્રગટતો નથી તેમ ભગવાન બહાર

સર્વત્ર વ્યાપક છે. તે જીવની અંદર પણ વ્યાપી રહેલા છે. પણ બહાર રહેતા ભગવાન જ્યાં સુધી દેહની અંદર રહેલા ભગવાન સાથે મળતા નથી ત્યાં સુધી જીવની જડતા, મમતા અવિદ્યા, પ્રપંચ વગેરે તેનામાં ભગવાન હોવા છતાં લય પામતાં નથી. જેમ બહારના અગ્નિના પ્રવેશથી લાકડામાંનો અંતર અગ્નિ પ્રગટ થઈ તેના સ્થૂલ રૂપનો નાશ કરે છે, તેમ બહાર વ્યાપેલા ભગવાન દેહમાં વ્યાપી રહેલા ભગવાન સાથે મળે છે, ત્યારે જીવના લૌકિક ભાવો લય પામે છે અને ત્યારે જીવન સ્વરૂપ બદલાઈ અને નવા રૂપને પ્રાપ્ત કરે છે ને તેને શાસ્ત્રમાં નવતનુત્વ કહે છે

આવી સ્થિતિઓ લય પામવા માટે જીવમાં પોતાનાં કુકર્મોનો પશ્ચાતાપ અને દીનતા જોઈએ આથી તેના ઉપાય માટે શ્રીભાગવત માહાત્મ્યમાં કહ્યું છે કે, સત્યથી ચલિત, માબાપને દોષ આપનાર, તૃષ્ણાથી આકુળ, આશ્રમ રહિત, દંભ કરનાર, બીજાનો ઉત્કર્ષ દેખીને દુઃખી, હિંસા કરતો હોય તેવા બધા કલિમાં શ્રીભાગવત સપ્તાહ શ્રવણથી પવિત્ર થાય છે કારણ કે, સત્પુરુષના આત્મારૂપ ભગવાન છે તેની કથારૂપ અમૃત શ્રવણપુટવડે એકઠું કરી તેનું જે પાન કરે છે તે વિષયથી વિશેષ દુષ્ટ હોય તો તેને પણ આ કથા પવિત્ર કરે છે અને ભગવાનના ચરણકમળની પાસે તે પાન કરનાર પહોંચી જાય છે વળી અગ્નિ સેવનારની ટાઢ, ભય અને અંધકાર નાશ પામે છે, તેમ સાધુપુરુષની સેવા કરનારની જડતા, પુનર્જન્મનો ભય અને અજ્ઞાન દૂર થાય છે ( શ્રી ભા ૩૧-૨ -૧૧ ) સારી રીતે ઉદય પામેલો સૂર્ય જેમ અંધકારને દૂર કરીને બહારના પદાર્થોને જોવાનામાં મદદ કરે છે, તેમ સત્પુરુષો અંતઃકરણના અજ્ઞાનને દૂર કરી આત્માનું દર્શન કરાવે છે માટે સત્પુરુષો દેવ બંધુ આત્મા અને મારા સ્વરૂપે સેવવા યોગ્ય છે (૧૧-૨૬-૩૪)

વળી ભગવદ્ભક્તો તેને જાણવા કે જેઓને કોઈ જાતની

અપેક્ષા નથી વધુમા તેઓ સાત્ત્વિક વૃત્તિના હોય છે અને ભગવાનમા તેઓ જે પ્રેમ જોડી આપે છે તે સ્વાર્થ વગરનો એટલે નિષ્કામ અને પ્રયોજન વગરનો હોય છે આવા પુરુષોનો સગ સાધુસગ જાણવો અર્થાત્ તમારે હવે હાડકા અને રુધિરનાળા આ દેહમાથી અહતા અને સ્ત્રી પુત્રમાથી મમતા છોડી દેવી, કારણ કે એ બધુ ક્ષણભગુર છે અને જન્મમરણના ફેરા વધારનારુ છે આથી વૈરાગ્યમા પ્રીતિ કરીને ભક્તિનિષ્ઠ બનો કારણ કે ભક્તિ એ જ જીવનો અ તરગ ધર્મ છે તે સિવાયના બીજા ધર્મો ગૌણ છે આથી ભાગવત ધર્મમા નિષ્ઠા રાખી, સાધુઓની, ગાયોની અને અતિથિની સેવા કરો અને સદાચાર પાળી, કોઈપણ જીવને દુ ખ થાય એવુ આચરણ ન કરો હિંસામા અને અહિંસામા પણ વિવેક રાખવો અર્જુન પાસે ભગવાને ભીષ્મ દ્રોણ વગેરે પૂજાર્હ વડીલોને મરા યા છતા તેને અહિ સા ન લાગી પણ સ્વાર્થ માટે હિંસા ત્યાજ્ય છે ને તેમા હિંસાનુ પાલન કરવુ જોઇએ પણ ધર્મ, સાધુ પુરુષો, સ્ત્રીઓ, ગાયો અને બ્રાહ્મણોના રક્ષણ માટે હિંસા આચરવી પડે તે હિંસા નથી પણ ધર્મ છે ”

આમ શ્રીમહાપ્રભુજીની દિવ્ય અમૃતવર્ષતી વાણી સાભળી તે યવન સરદાર માગધ બૌદ્ધ અને તટસ્થ બ્રાહ્મણના અ ત કરણના પાપ ધોવાઈ ગયા અને શુદ્ધ ભક્તિભાવો તેમના હૃદયમા ઉદ્ભવવા લાગ્યા આ વખતે યવન સરદારે હસ્ત જોડી શ્રીમહાપ્રભુજીને કહ્યુ ‘ કૃપાનાથ, હુ જાતે યવન છુ આપે મને શરણે લીધો આ પ્રદેશ આચારવિચારે મ્લેચ્છ છે તો મારે ક્યા અને કેવી રીતે રહેવુ તેનુ માર્ગદર્શન કૃપા કરીને મને કરાવો ’ ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યુ કે, “ તમે યવન જાતિમા જન્મેલા છો તે માટે ચિંતા ન કરો ધર્મમા જાતિ કે પ ક્તિભેદ મુખ્ય નથી હૃદયમા ભગવદ્ વિરહનો સાચો તાપ-ક્લેશ ઉત્પન્ન થવો તે મુખ્ય છે તે માટે તમારે પુણ્ય નગરી

દ્વારિકામા રહ્યુ શ્રીભાગવતજી નુ પઠન કર્યુ, સત ગાય અને
અતિથિઓ ની સેવા કરી તમારામા આર્ય એટલે શ્રેષ્ઠ સસ્કારો અને
ખાન એટલે નિધિ-ભડાર ભરેલા લાગે છે એટલે આજથી તમારુ
નામ આર્યખાન પાડવામા આવે છે

ત્યારે માગધ ગૌરે તથા તટસ્થ વાહ્નએ વિનતી કરી કે હવે
અમારુ શુ કર્તવ્ય છે ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યુ કે તમે પણ
દ્વારિકા મ દિર પર આવેલ નારાયણ-સર તીર્થ છે જેમાથી આદિ
નારાયણ ભગવાન પ્રાદુર્ભાવ પામેલા ત્યા જઈ ઈશ્વરનુ ભજન કરો

આ આજ્ઞા માગી આ ત્રણે જણાઓએ શ્રીમહાપ્રભુજીને
દડવત કર્યા અને શ્રીમહાપ્રભુજી અહીંથી પધારે એટલે દ્વારકા
તરફ જવા નક્કી કર્યુ હતુ દિવસ શ્રીમહાપ્રભુજી અહી રહ્યુ
રહેવાથી આ ત્રણે જણા આચાર્યશ્રી અને તેમના શિષ્યોના
સત્સગમા આવ્યા અને પુષ્ટિમાર્ગ ને વૈષ્ણવધર્મના યથાર્થ્ય પરિ
ચયમા આવ્યા અહી સૌ યવન સરદારને આર્યખાન નામે બોલાવતા
આથી હવે તેમનો સૌ આર્યખાન નામે ઓળખવા લાગ્યા આમ
નામમ પ્રદેશને પાવન કરતા શ્રીમહાપ્રભુજી તેમના શિષ્યમડલ સાથે
પ જાબ તરફ પધાર્યા

૬

શ્રીમહાપ્રભુજીથી છૂટા પડતા આ ત્રણે જણાને ઘણુ દુઃખ
થયુ પણ પોતાના મનને સમજાવી તે સર્વે પ્રભુની આજ્ઞા પ્રમાણે
દ્વારકા અને નારાયણસર ગયા

દ્વારિકા ભગવદ ધામ છે ત્યા હજારો યાત્રાળુઓ દર વર્ષે
ભગવનન દર્શન કરવા આવે છે આર્યખાન પાસે જે તે ઠીક હતુ
તે તેમ તેમ યાત્રાળુઓને અતિથિ સેવામા વાપરવા માડ્યુ તથા ભગવદ

ભજનમા તલ્લીન રહેવા લાગ્યા વળી કોઈપણ જીવને જરા પણ દુ.ખ થાય તેવુ તે આચરણ કરતા નહિ આમ તેમણે ભગવદ્ ભાવની વૃદ્ધિ કરવા માડી

તેમના આવા પવિત્ર જીવનનો પડઘો નગરનિવાસી તથા મહારના યાત્રાળુઓ ઉપર સારો પડ્યો અને તેઓ બધા તેની ભારે પ્રશસા કરવા લાગ્યા

આમ બ્રાહ્મણ અતિથિની સેવા કરતા જીવ માત્રમા ભગવાનને જોતા, અહર્નિશ ભગવત્ નામ જપતા થોડા વર્ષોમા ભગવદ્ ધામમા આર્યખાન પહોચી ગયા

ધન્ય છે પરમ ભક્તવર આર્યખાનને જેમણે થોડાક વખતના સત્સગમા સરદારપણું છોડી, ભગવદ્ ભક્તિ, તત્ચિંતન ને સત સેવાના અનુરાગી બની જીવન સાર્થક કર્યું

આ યવન સરદાર આર્યખાનનો શ્રીમહાપ્રભુજી સાથેનો મેળાપ સ. ૧૫૬૦ની આસપાસ થયો હોવો જોઇએ અને પછી દ્વારકામા ચારથી પાચ વર્ષ નિવાસ કરી ભગવત્ શરણ થયા હોય એમ લાગે છે

## વ્રજવાસી અલીખાન પઠાણ

નંદગામ પાસે [1]વસાણુ, લક્ષ્મીજીનુ ગામ,
તેમા રહેતા પઠાણ અલીખા, ભજતા સુંદર શ્યામ,
ભજતા સુંદર શ્યામ મોરારિ, પ્રગટ મૂર્તિ ઉરધારી,
[2]ગોવિંદ કહે હરિગુણ વખાણુ, નંદગામ પાસે વસાણુ

સોળમી અને સત્તરમી સદીમા ભક્તિ સાગરની એવી તો ભરતી આવી જેમા સંસારમા દાનાનનથી તૃપ્ત થયેલા અનેક જીવો ભાનભૂલી કૂદી પડ્યા અને તે રસપ્રવાહમા બિરાજેલા વ્રજવિહારીના મધુર બંસીનાદ સાભળતા મુગ્ધ બની આનંદમસ્ત બન્યા વળી કેટલાક ત પોતાની જાતને ભૂલી પ્રેમાવેશમા રાસ નાચવા લાગ્યા આ રસો ાસમા અનેક મુસલમાનો પણ જાતીય કટ્ટરતા તરછોડી બીજા

(૧) વસાણુ-બરસાના (૨) ગોવિંદરામ કવિ આમોદ કાવ્ય દોહન ભા ૨ જો

હિંદુઓ માફક એ રાસ વિહારીના રસપ્રવાહમાં મગ્ન બની, પોતાનું સર્વસ્વ છોડી કૃષ્ણકીર્તન કરવા લાગ્યા અને વ્રજમા વસી વ્રજવાસી કહેવડાવવામા ગૌરવ માનવા લાગ્યા. આવા ભક્તોમાં અલીખાન પઠાણનું સ્થાન અનોખું હતું.

૨

અલીખાન ભક્તનું જીવન વિચારતાં પહેલાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સમયની રાજકીય સ્થિતિ જાણવાની જરૂર છે. કારણ કે તે વિના અલીખાનના જીવનકાર્યની કૂંચી જડવી મુશ્કેલ છે. શ્રીમહાપ્રભુજીના સમયમાં લોદીવંશનું રાજ્ય હતુ. લોદીવંશ સામાન્ય રીતે ઈસ્લામનો પક્ષકાર ને હિંદુ ધર્મનો કટ્ટર વિરોધી હતો. તેમા સિકંદર લોદી સં. ૧૫૪૪ થી ૧૫૭૩ સુધી બાદશાહ હતો તે શાણો અને કાબેલ સુલતાન હતો. તેણે રાજ્યમાં કેટલાક સુધારા દાખલ કર્યા અને તેથી તે વખતની પ્રજા કંઇક આબાદ હતી. તેણે અનાજની જકાત લેવાની બંધ કરી હોવાથી તેના રાજ્યમાં સોંઘવારી હતી. સિકંદરને પુસ્તકો વાંચવાનો શોખ હતો. અને તે પોતે કવિ હતો. આવા બધા ગુણો હોવા છતા તે ધર્મની બાબતમા હિન્દુઓનો કટ્ટર દુશ્મન હતો.

તેથી તેણે હિંદુઓના ઘણા મંદિરો, ધાર્મિક ગ્રથોનો નાશ કર્યો હતો. વળી સં. ૧૫૫૮ મા હિંદુ સંસ્કૃતિના ધામ મથુરાનો તેણે સારી રીતે વિનાશ કર્યો હતો. આ વખતે હિન્દુ પ્રજા ધર્મની બાબતમાં ભારે હતાશ હતી. મુસલમાનોનુ રાજ્ય હોવાથી તેઓ હિન્દુ ધર્મ અંગેની ભારે અગવડતા ઊભી કરતા. હિન્દુઓ પોતાના ઇષ્ટદેવના મંદિરમાં ભજન કીર્તન કરી શકતા નહિ, જાહેર મેળા ભરી શકતા નહિ, ગાય-પૂજન અને શ્રીયમુનાજીમાં વાર તહેવારે સ્નાનાદિ કરવાની મનાઈ હતી. વળી તેમની શિખા જનોઈ માળા

અંગ પણ અનેક કનડગત થતી. આવા સંજોગોમાં ઉત્તર ભારતમાં હિન્દુ પ્રજામાં ધર્મ અંગે નવું જોમ લાવે અને મુસ્લિમ સલ્તનતને પડકાર કરી શકે એવા વીર પુરુષની જરૂર હતી. અને તે કાર્ય શ્રીમહાપ્રભુજી દ્વારા શરૂ થયું.

એક વખત શ્રીમહાપ્રભુજી બહુલાવન (વ્રજ) માં પધાર્યા હતા ત્યારે શ્રાવણ માસ હતો. અહીંના બ્રાહ્મણો શ્રીમહાપ્રભુજીને મળવા આવ્યા ને કહ્યું કે, "વનમાં એક વખતે સિંહે ગાયોના ઉપર હુમલો કરવા ગર્જના કરી તેથી બધી ગાયો ભાગી ગઈ પણ એક ગાય નિર્ભય રીતે ચરવા લાગી. આ વખતે સિંહ તે ગાય પાસે આવી તેને સૂંઘીને ચાલ્યો ગયો! આ ગાયની આવી અભય સિદ્ધિથી તેનું સૌ પૂજન કરવા લાગ્યા. કાળાંતરે ગાયનો દેહ પડ્યો એટલે લોકોએ તેના સ્મરણમાં એક નાનું મંદિર બનાવી પાષાણની ગાયની પ્રતિષ્ઠા કરી. ત્યારથી દરેક શ્રાવણ સુદ બારસે એક મોટો મેળો અહીં ભરાય છે, ને આ પ્રતિમાનું પૂજન તે દિવસે લોકો કરે છે. પણ થોડા વર્ષથી અહીંના હાકેમે તે મેળો બંધ કરાવ્યો છે. તો તે અટકાવ દૂર કરવા કંઈક કરવું જોઈએ." ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે, "ઈશ્વરની ઈચ્છાથી થોડા દિવસમાં તેનો ઉપાય થશે."

હવે જ્યારે શ્રાવણ સુદ બારસ આવી એટલે શ્રીમહાપ્રભુજી કેટલાક બ્રાહ્મણો સાથે ગાય પાસે જઈ પૂજન કરવા લાગ્યા. આ ખબર મળતાં હાકેમે ત્યાં આવી શ્રીમહાપ્રભુજીને કહ્યું કે "પથ્થરની ગાયની પૂજા શી? જો તે સાચી ગાય હોય તો ઘાસ ખવડાવો!" ત્યારે શ્રીમહાપ્રભુજીએ કંઈ બોલ્યા વિના ઘાસ ધર્યું, એટલે ગાય સજીવન હોય તેમ ઘાસ ખાવા લાગી. હાકેમ તો શ્રીમહાપ્રભુજીની દિવ્ય શક્તિથી વિસ્મય પામ્યો ને તેમની અદ્ભુત તાકાત જોઈ પગે લાગી કહ્યું કે, "હવેથી હું આ ગાયનું પૂજન કોઈ દિવસ અટકાવીશ નહિ."

આ પ્રસંગની વાત દિલ્હી પહોચી. આ વખતે સિકંદર લોદી બાદશાહ હતો, તે વિદ્વાન ને કવિ હોવા છતા હિંદુ ધર્મનો કટ્ટર દુશ્મન હતો. તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. તેણે જાતે શ્રીમહાપ્રભુજીની વધુ પરીક્ષા કરવા મથુરામાં વિશ્રાન્તિ ઘાટ ઉપર એક યંત્ર મૂકાવ્યો તે યંત્ર નીચે જવાથી હિંદુઓની શિખા કપાઈ જઈ દાઢી ઊગતી. આથી હિંદુજનતામા આ વિષે કકળાટ મચ્યો. આ અરસામા શ્રીમહાપ્રભુજી મથુરા પધાર્યા હતા. તેઓએ આ વાત જાણી. વળી તેઓ સ્વભાવે નિર્ભય હતા અને ગમે તેવા મત્રને નિષ્ક્રય બનાવી દેવાની તેમનામા તાકાત હતી. તેથી આપશ્રીએ તેનો સામનો કરવા નિર્ધાર કર્યો. આથી તેઓ પોતાના કેટલાક સેવકો તથા શ્રીકેશવ ભટ્ટ કાશ્મીરીની મંડળી સાથે તે યંત્ર તળેથી પસાર થયા. એમ કરવા છતા તેમનામાથી કોઈની શિખા કપાઈ નહિ તેમ જ દાઢી પણ ઊગી નહિ આથી હિંદુ પ્રજામા ઉત્સાહ વધ્યો. આ પછી ચમત્કાર ત્યા નમસ્કાર એ ન્યાયે શ્રીમહાપ્રભુજીએ એક યત્ર લખી દિલ્હી દરવાજે ચોટાડ્યો અને દાંડી પિટાવી કે જે કોઈ મુસલમાન આ યત્ર નીચેથી જશે તેની દાઢી કપાઈ ચોટલી ઊગશે. આ વાતની ખબર બાદશાહને પડી. તે વિદ્વાન અને બુદ્ધિશાળી હતો. તેથી તેણે વિચાર્યું કે મારું યત્ર નિષ્ફળ બનાવી આ હિંદુ ઓલિયાએ તો કમાલ કરી. આથી તે શ્રીમહાપ્રભુજીના હિંમત, આત્મબળ અને નિર્ભયતાના વખાણ કરવા લાગ્યો અને તેમના માટે બહુમાનની દૃષ્ટિથી જોવા લાગ્યો. તેને હવે એમ લાગ્યું કે આ મહાપુરુષનુ ચિત્ર પોતાની પાસે હોય તો સારું. આથી તેણે તે વખતના પોતાના પ્રખ્યાત ચિત્રકાર હોનહારને શ્રીવલ્લભાચાર્યજીનુ ચિત્ર દોરી લાવવા હુકમ કર્યો આથી હોનહારે વ્રજમંડળમાં આવી શ્રીમહાપ્રભુજીને પગે લાગી આપશ્રીનુ ચિત્ર દોરવા દેવા વિનતી કરી ત્યારે શ્રીમહાપ્રભુજીએ દયા વિચારી પોતાની છબી ઊતારવા દીધી આ પ્રસગ સ ૧૫૬૮મા બન્યો.

આમ શ્રીમહાપ્રભુજીની કથા શ્રીગોકુલમાં ચાલતી હતી. આ વાત અલીખાને જાણી તેથી તેઓ કથા સાંભળવા ત્યાં આવવા લાગ્યા. તેમનું હૃદય મૂળથી પવિત્ર અને પૂર્વગ્રહ વગરનું હતું. તેઓ સર્વ જીવોમાં ખુદાનું નૂર જોતા. સ્વભાવે સાત્વિક આચાર વિચારે પવિત્ર અને કોમળ હૃદયી હોવાથી દરેક ધર્મમાં તેમની સમદૃષ્ટિ હતી. તેમને શ્રીમહાપ્રભુજી પાસે શ્રીમદ્ ભાગવતની કથા સાંભળતાં બહુ આનંદ આવતો. આ વિષે વિચારતા તેમને ખબર પડી કે ઈસ્લામમાં ખુદાને નિરાકાર તરીકે વર્ણવ્યા છે. પણ હિન્દુ ધર્મમાં ભગવાનને સાકાર અને નિરાકાર એમ ઉભય રૂપે વર્ણવ્યા છે. વળી ભગવાન સાકાર હોવા છતાં તેમનામાં પરિમિતપણાનો દોષ આવતો નથી. સાકાર રૂપે ભગવાન સર્વત્ર વ્યાપક પણ છે. આ સમજાયું ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. વળી જ્યારે તેમણે જાણ્યું કે પૃથ્વી ઉપરના અસુરોનો સંહાર કરવો; વેદમાં કહેલા જ્ઞાન અને ભક્તિનો પ્રચાર કરવો અને સાધુ પુરુષોનું રક્ષણ કરવું, એ તો ભગવાનનું સામાન્ય કાર્ય છે. પણ તેના કરતાં બીજું અસાધારણ કાર્ય છે અને તે એ છે કે શ્રીકૃષ્ણ રૂપે બ્રહ્મની મર્યાદાથી અધિક વર્તવું. દૈત્યોને પણ ભક્તિ આપવી અને બીજા કોઈથી પણ ન આપી શકાય તેવો પોતાના સ્વરૂપાનંદનો અનુભવ કરાવવો. ત્યારે તો તેઓ ઊભા થઈ નાચવા લાગ્યા

બસ આવી શ્રીમહાપ્રભુજીની અલૌકિક વાણી સાંભળતા તેમનું જીવન પલટાઈ ગયું. તેઓ હમેશ પ્રભુના ગાનમાં પ્રવૃત્ત રહેવા લાગ્યા, શ્રીમહાપ્રભુજીને હૃદયથી ભગવાન માનવા લાગ્યા, તેમની કથામાં નિયમિત હાજર રહેવા લાગ્યા, અને એકાગ્ર મને કથા સાંભળવા લાગ્યા. હવે તેમને વ્રજમાં વસવામાં ઉમંગ આવવા લાગ્યો અને વ્રજવાસ સિવાય અન્ય વાસની કલ્પના પણ મૂકી દીધી. આ વિષે ભગવદીય ગોપાલદાસભાઈ કહે છે કે.—

આચાર્યનું પ્રેમ પ્રબળ, પ્રિય ભગવદ ગુણગાન,
કથા સુણવા કાજ આવે, શ્રી આચાર્યજી પાસ

શ્રીમહાપ્રભુજીએ પણ તેમનો આ કથાપ્રેમ અને સેવા નિત જોઈ તેમને ભક્તિ માર્ગના રહસ્ય ઘી સમજણ પાડી અને ભગવાન ગોકુલેશ્વરની લીલાનો અનુભવ કરાવ્યો

રહસ્ય માર્ગનું કહી, એ પછી દયું ધજ વરદાન,
વિશ્વાસ પૂર્વક વાહાવાશુ કરે અમલ વ્રજ શુ હેત

આમ વ્રજમા આવેલા હાકેમ અલીખાનનો શ્રીમહાપ્રભુજીના સગમા આવતા આખા વ્રજ વિષે પ્રેમ ઉત્પન્ન થયો તેઓ પોતે જ કહે છે –

દિલ્હીપતિને ભેજ્યા નિજમે એક પઠાન,
હરિયશ સુનિકે હરિ હુવે, ચોહી ભક્ત અલીખાન

૪

અલીખાન શ્રીમહાપ્રભુજીના ભક્ત થયા પછી કથા થાય તો નિયમિત હાજર રહેતા તેઓ પોતાને મ્લેચ્છ જાતિમા ઉત્પન્ન થવા માટે અતિશય દુખ કરતા અને યવન જાતિમા જન્મવા છતા શ્રીવલ્લભાચાર્યજીના દર્શન થવાથી તથા તેમના વચનામૃત સાભળવાથી પોતાની જાતને ધન્ય ધન્ય માનતા તેઓ શ્રીમહાપ્રભુજી પાસે એકાતમા આવતા અને દર્શન કરવાનો પ્રસગ પાડતા શ્રીમહાપ્રભુજી પણ તેમની આતુરતા અને ભગવાનમા વધતી જતી પ્રેમભક્તિ નિહાળી અતિ પ્રસન્ન થતા અને વ્રજની ઉત્કાતિ થાય તેવી દૃષ્ટિ આપતા આમ વર્ષ ઉપર વર્ષ જતા તેમને વ્રજલીના અને ભાવ ઘી ઊર્મિઓ આવવા લાગી અને તેના અનુભવાત્મક દર્શન થવા લાગ્યા

વ્રજનુ અતિ ગોપ્યસ્વરૂપ હવે તેમની આગળ મૂર્તિમંત થઈ નાચતું હોય તેમ લાગવા માડ્યુ. તેઓ હવે શ્રદ્ધાપૂર્વક માનતા કે ગોલોક ધામમા જેવી લીલાઓ ભગવાનની છે તેવી જ લીલાઓ ગો–ગોપ–ગોપીગણથી ઘેરાએલા, કોટિ કંદર્પ દ્યુતિયુત, વેણુનાદ વિશારદ, રાજીવ લોચન, યશોદોત્સગલાલિત, શ્યામસુંદર, શ્રીકૃષ્ણચંદ્રની વ્રજ મંડળમા પણ છે

હવે તેમને વ્રજના વૃક્ષો કલ્પવૃક્ષ લાગતા વૃન્દાવનના પાદડે પાદડે ભગવાન બિરાજતા તેમને ભાસવા લાગ્યા આ ભાવથી જ તેઓ પ્રભુના વિહારધામ વ્રજમંડળ, વૃક્ષલતા અને નદિઓનુ નિરીક્ષણ કરવા લાગ્યા નવા નવા સ્થળો માટે પ્રયત્ન કરવા લાગ્યા વળી વ્રજના દરેક સ્થળનુ રક્ષણ થાય, વ્રજ સ્થળ સમૃદ્ધ બને તે માટે તે ખાસ કાળજી લેતા તેમને મન આ બધી વસ્તુઓ જીવંત લાગતી, કારણ કે સૌન્દર્યસાગર પ્રભુનો વિહાર તે બધામા તેઓ જોઈ રહ્યા હતા.

આટલા માટે તેઓ ઘણીક વખત ઘોડા ઉપર બેસી વ્રજ મંડલમા ફરતા અને દરેક જીવજંતુ, વનસ્પતિ વગેરેની કાળજીભરી સભાળ લેતા એક દિવસ અલીખાન ફરતા ફરતા શ્રીગોકુલમા ઘોડા ઉપર બેસીને આવ્યા અને યશોદા ઘાટ આગળ ઊભા રહ્યા આ વખતે શ્રીમહાપ્રભુજી શ્રીયમુનાજી ઉપર સ્નાન કરવા પધાર્યા હતા તેમણે દૂરથી અલીખાન અને તેમના ચતુર ઘોડાને જોયા તે દેખી તેમનુ મન પ્રસન્ન થયુ, આથી તેમણે તેમના તથા ઘોડાના વખાણ કર્યા આ પ્રશંસાના શબ્દો તેણે જાણ્યા ત્યારે અલીખાને હસતા હસતા કહ્યુ કે "મહારાજ આપને ઘોડો પસંદ હોય તો હવે તે આપનો છે"

ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યુ કે "ભાઈ, મારા અંગત સ્વાર્થ માટે હુ કોઈ પણ વસ્તુ સ્વીકારતો નથી કારણ કે 'તુમ જાનત હો હમ પ્રતિગ્રહ કછુ નહિ કરત અન્ય'

અલીખાન પણ સાથેસાથ જાણતા હતા કે શ્રીમહાપ્રભુજી પ્રભુ ઉપયોગ સિવાયની કોઈપણ વસ્તુ પોતે કદી સ્વીકારતા નહિ. પછી તે ગમે તેની હોય. પણ અલીખાને તો મનથી નિશ્ચય કર્યો કે પ્રભુએ ઘોડાની સરાહના સ્વમુખે કરી ગુણ પ્રતિષ્ઠા કરી છે. તેથી મારે મારે એ ઘોડો ભગવદ્ સ્વરૂપ છે. કારણ કે પ્રભુએ તેમાં ગુણ આરોપ્યા છે. માટે આ ઘોડાની હવે હું નિષ્ઠાપૂર્વક સેવા કરીશ ને કદી હું તેના ઉપર સ્વાર થઈશ નહિ.

આમ વિચારી દિલીપ રાજાએ જેમ ગાયની સેવા કરવામાં પોતાની ઈતિ કર્તવ્યતા માની હતી. તેમ અલીખાને તે ઘોડાની ભગવદ્ સ્વરૂપે સેવા કરવા માંડી. આ ઘોડો જ્યાં જ્યાં ફરતો ત્યાં ત્યાં તેની પછવાડે અલીખાન ભક્તિરસમાં મસ્ત બની ફરતા. આમ ઘોડા પાછળ આખા વ્રજમાં તેઓ ફરતા. તેમના આ રીતે ફરવાથી વ્રજમાં અવનવું ચેતન આવવા લાગ્યું. આમ તેમને શ્રીમહાપ્રભુજીની વાણીમાં સંપૂર્ણ ભગવદ્ સ્ફુરણા થવા લાગી. આવા ભાવમાં આશરે સં. ૧૫૮૫ મા અલીખાનને એક પુત્રી અવતરી જે ખાનજાદી[1] નામે પ્રખ્યાત રસિક ભગવદીયા થઈ.

## ૫

આમ અલીખાનનો શ્રીમહાપ્રભુજીમાં ભગવદ્ભાવ દૃઢીભૂત થયો હતો. એટલામાં સં. ૧૫૮૭ ના અષાડ સુદી બીજે શ્રીમહાપ્રભુજી પોતાનો મનુષ્ય દેહ શ્રીગંગાજીના પ્રવાહમાં છોડી તેજ સ્વરૂપમાં ભળી ગયા. આ વાત જ્યારે અલીખાને જાણી ત્યારે તેમના અંતરાત્માને ઘણું દુઃખ થયું. તેમના આત્માને પોષણ આપનાર

૧. ખાનજાદીનું જીવન વૃત્તાંત છે.

એકનો એક આધાર ચાલી જવાથી તેમનુ મન વિકળ થઈ ગયુ અને ઘણી વખત દુઃખભર્યા બોલી ઊઠતા કેઃ—

ખિલખત ભયો મન બ્હાવરો રે,
હરિ સંગ અબતો નહિ લગતા હૈ.
જીત દેખું તિત મૃગજલ દીસત,
કોઈ વિરલા ભેખ ધર ભાગતા હૈ.
મોહનિશા જગ ગોઈ રહ્યા,
શ્યાના સુમિરણુ મેં જાગતા હૈ.
અલીખાનકો આશ એકતેરે દિદારકી,
ઔર કછુ નહિ માગતા હૈ.

પ્રભુ જવાથી મારું મન પીખાઈ ગયુ છે અને બાવરુ થઈ ગયુ છે. કોઈ ઠેકાણે ભગવાનમા મન હવે લાગતુ નથી. જ્યા દેખુ છુ ત્યા મૃગજળ માફક નિરાશા સાપડે છે કોઈ કોઈ ભગવદીય આ ભ્રમમાથી મુક્ત છે. હવે પ્રભુ ગયા અને બધા તેમના ભક્તો મોહનિશામા અટવાઈ ગયા છે. પણ હજી કેટલાક એવા ભક્તો છે કે જેઓ ભગવદ્ સ્મરણમા મસ્ત છે. મારી તો એક જ આશા છે કે તેવા ભક્તોના મનમા રમી રહેલાના દર્શન કરુ. એ સિવાય બીજી કઈ ઇચ્છા નથી

આમ અલીખાન શ્રીમહાપ્રભુજીના વિયોગે તરફડે છે. બીજી બાજુ ભારતવર્ષની આ સમયની પરિસ્થિતિ વિચિત્ર બની હતી. બાબર પછીના દિલ્હીપતિ હુમાયુની ઢીલી નીતિથી દિલ્હીની ગાદી અફઘાનો અને મોગલો વચ્ચે અટવાઈ પડી હતી. છેવટે અકબરે સ. ૧૬૧૬મા રાજવહીવટ હાથમા લઈ રાજ્યમા સ્થિરતા આણી.

વળી શ્રીમહાપ્રભુજીના વિદેહ વખતે શ્રીગોપીનાથજી મૂળથી એકાત ભક્તિમા માનનાર હતા એટલે શ્રીમહાપ્રભુજીએ જે મહાન

કલ્પવૃક્ષ રોપ્યુ હતુ તેના વિકાસમા તેઓ ખપ પૂરતો રસ લેતા, પણ તેમનુ ધ્યાન હમેશ પાઠ પૂજા સ્મરણમા હતુ. આથી આ સ પ્રદાયનો વિકાસ વિશેષ અટકી પડયો એટલામા સ વત ૧૫૯૯ની આસપાસમા શ્રીગોપીનાથજી શ્રીજગન્નાથજીમા સમાઈ ગયા ને ત્યારબાદ થોડાક વર્ષમા તેમના પુત્ર શ્રીપુરુષોત્તમજીએ લીલા વિસ્ત રી આથી શ્રીગુસાઈજીના હાથમા આ સ પ્રદાયની ધુરા આવી શ્રીગુસાઈજીનો સ્વભાવ હાસ્ય રસ્‌નો ભરેલો હોવાથી તેઓએ પ્રથમ તો આ સ પ્રદાય પ્રત્યેની ગ ભીર જવાબદારી તરફ ધ્યાન આપ્યુ નહિ જોકે તેઓશ્રી સ પૂર્ણ રીતે શ્રીમહાપ્રભુજી પછી જવાબદારી લઈ શકે એવા હતા જ તેમના આ સ્વભાવથી સ પ્રદાયનો ઉત્કર્ષ સાધી શકાતો ન હતો આ વસ્તુ શ્રીમહાપ્રભુજીના અતર ગ ભક્ત શ્રીદામોદરદાસજીના હૃદયને સમજાઈ ગઈ આથી તેઓએ શ્રીગુસાઈજીને ટકોર કરી કે "બાબા આ માર્ગ હાસ્ય રસ્‌નો નથી" ચતુર એવા શ્રીવિઠ્ઠલેશપ્રભુ વાતનો મર્મ સમજી ગયા કે શ્રીમહાપ્રભુજીએ જે મહાન કલ્પવૃક્ષ વા યુ છે તેનો વિકાસ કરવાના કાર્યમા કેટલી મોટી મહાન જવાબદારી રહેલી છે આથી પો તાના ત્યા અભિનવ પ્રાદુર્ભાવ થવાન હતું છતા તેઓ સ વત ૧૬૦૭મા વ્રજમા પધાર્યા અને શ્રીમહાપ્રભુજીના સેવકોને મળી પુષ્ટિમાર્ગના ભાવિ વિષે વિચારવા લાગ્યા

અહી અલીખાન પણ શ્રીમહાપ્રભુજીના તિરોધાન પછી આકુળ વ્યાકુળ રહેવા લાગ્યા કારણ કે ભાગવત ધર્મમા રહેલી મહાન માનવતાનો હવે પયગામ આપનાર કોઈ હતુ નહિ તેઓશ્રી વલ્લભાચાર્યજીના જે જે ભક્તો હતા તેમને મ ળતા તેમાના ઘણા ખરા વ્યક્તિ ગત આત્મવિકાસના પ થમા મસ્ત હતા પણ સમુહગત રીતે સર્વાંગ વિકાસ પુષ્ટિમાર્ગનો થાય તે વિષે થોડા વિચારતા તેવાઓમા દામોદરદાસ હરસાની, સૂરદાસજી, પરમાનંદદાસજી, કાશીવાળા પુરુષોત્તમદાસ શેઠ,

પદ્મનાભદાસજી, કૃષ્ણભટ્ટ, પુરુષોત્તમદાસ જોષી વગેરે મુખ્ય હતા. જ્યારે આવા ભક્તો તેમને મળતા ત્યારે તેમના આત્માને કંઈ શાંતિ મળતી

અહીં સં ૧૬૦૭માં પ્રથમવાર શ્રીગુસાંઈજીનો તેમને મેળાપ થયો આ પહેલાં કેટલીક વખત તેમણે શ્રીગુસાંઈજીને જોયેલા પણ તે વખતે તેમને તેઓ એક સુપાત્ર બ્રાહ્મણ માત્ર માલમ પડતા પણ હવે શ્રી ગુસાંઈજીમાં સીધેસીધા શ્રી મહાપ્રભુજીના ભાવ ઉભરાતા માલમ પડતા આ બધુ જોતા અલીખાનનો આત્મા આનંદ પામવા લાગ્યો ને તેઓ સ્વાભાવિક બોલી ઊઠ્યા કે —

બાલમ સદા બ્રિજમેં રહુ, મોહે તિહારી આશ,
તુન બિન ન્યારા ન રહું, ચરણ કમલકી આશ.
ચરણ કમલકી આશ, સદા રાખો તુજ પાસ,
ગરીબ નિવાજ દયાળ, ઠાડો નિહારો દાસ.
અલીખાન બિછરે નહિ, અહરનિશ રહ્યો લુભાય,
કબ મિલિયો હરિ આયકે બ્રિજમેં ડેરા લગાય.

હે પ્રભુ, હુ વ્રજમાં હમેશાં રહુ છુ મને તમારી આશ છે હવે કૃપા કરીને મને કયારે શરણે લેશો અને વ્રજમાં કયારે ડેરો નાખશો? અલીખાનની વિનંતીથી શ્રીગુસાંઈજીએ અલીખાનને ને તેમની બેટીને નામ નિવેદન આપ્યુ તથા શ્રીમદનમોહનજીનુ સ્વરૂપ પધરાવી આપ્યુ

શ્રીવ્રજમાં આવી શ્રીગુસાંઈજીએ શ્રીજીના મંદિરની યોગ્ય વ્યવસ્થા કરી તથા શ્રીવ્રજમાં શ્રીમહાપ્રભુજીની બેઠકો સ્થાપવા માંડી વળી વ્રજમાં લીલા સ્થળો શોધવા માટે પ્રયત્ન કરવા માંડયો તદુપરાંત માર્ગની વ્યવસ્થા માટે સેવા વગેરેનો વિકાસ કર્યો કીર્તન

માટે અષ્ટ કવિની સ્થાપના કરી હવે તેમણે દરેક કાર્ય શ્રીમહાપ્રભુજીની દૃષ્ટિથી વિચારીને કરવાનુ શરૂ કર્યું શ્રીમહાપ્રભુજીના ગ્રંથ સાહિત્યની ખોજ પણ હવે શરૂ કરી દીધી તથા તેમના ભક્તોના ચરિત્રોનો સંગ્રહ કરવા પ્રયત્ન કરવા લાગ્યા આમ દરેકે દરેક પ્રવૃત્તિમા શ્રીમહાપ્રભુજીના કાર્યનો સર્વાંગ વિકાસ કેમ થાય તેમ વિચારવા લાગ્યા.

૬

અલીખાન વ્રજના સુબા હતા તેમના હાથમા ન્યાય, રોજદારી હતી જ્યારે શ્રીગુસાંઈજીએ વ્રજમા પોતાનુ ધ્યાન દોર્યું એટલે તેમને પણ વ્રજના વિકાસ અંગે ઉમળકો આવવા લાગ્યો અને વ્રજની દરેક વસ્તુના સંરક્ષણ થવા માટે કાળજી લેવા લાગ્યા અલીખાને એક હુકમ દ્વારા "વ્રજના વૃક્ષલતા પાદડા જે તોડશે તેને શિક્ષા થશે" એવુ ફરમાન કાઢ્યુ તેઓ વ્રજના વૃક્ષકુંજ લતામા શ્રીનદનદન વ્રજેશ્વરના દર્શનનો આનદ મેળવતા એટલે આવુ ફરમાન કાઢે તે સ્વાભાવિક હતુ

આ હુકમનો ભંગ એક તેલીએ કર્યો આ તેલી એક દિવસ તેલનો ઘડો લઈ એક સ્થળેથી બીજે સ્થળ જતો હતો આ વખતે અલીખાન મહાવનના એક ચોતરા ઉપર બેઠા હતા તેમણે તેલીના ઘડા ઉપર તાજા પાન બાંધેલા જોયા આથી તેને બોલાવીને પૂછ્યુ, કે આ પાના ક્યાથી તોડયા? ત્યારે તેલીએ જે વૃક્ષના પાના તેણે તોડ્યા હતા તે વૃક્ષ બતાવ્યુ તેમણે પોતાના ફરમાનની વાત કરી આ સાભળતા તેલી ગભરાઈને વિનતી કરવા લાગ્યો કે "નામવર મને તેની ખબર નથી" આ છતા અલીખાને તો તેલીની કંઈ વાત ન માનતા તેનું ગળુ તેલના ઝાડના મૂળમા બેડાવી દીધુ અને કહ્યુ કે "તુ વ્રજના વૃક્ષના સ્વરૂપને જાણતો નથી? આ વૃક્ષો કેવા

ભાગ્યશાળી છે. તેમનું જીવવું પારકાના કલ્યાણ અર્થે છે. તેનો ઉપયોગ ફક્ત નજીવા કાર્ય માટે તું કરે તે ઠીક કહેવાય? વૃક્ષો પવન, વીજળી, વર્ષા, શીત, ગરમી સર્વ સહન કરી કેવળ પ્રાણી માત્રનું દુઃખ દૂર કરે છે. તેઓ પરોપકારી છે, તેઓ પત્ર, પુષ્પ, ફલ, છાયા, મૂળ, વલ્કલ, કાષ્ટ, ગન્ધ, ગુંદર, ભસ્મ ને કોયલા એ સર્વ ચીજ રૂપે થઈને સર્વની કામના પૂરે છે. વળી આ વ્રજમંડળના દરેક વૃક્ષમા તો વેણુધારી અને પાદડે પાદડે ચતુર્ભુજ પ્રભુ વિરાજે છે. તે વસ્તુનો નિરર્થક ઉપયોગ કરી તેં મહાન અપરાધ કર્યો છે સાભળ, પરમાનંદદાસ નામના ભક્ત કવિએ વ્રજનું માહાત્મ્ય કેવું ગાયુ છે."

કહા કરો વૈકુંઠહિ જાઈ,
જહા નહિં નંદ જશોદા ગોપી
જહા નહિ વચ્છ ગ્વાલ ઔર ગાંઇ (૧)
જહાં નહિ નિર્મલ જલ જુમના,
જહાં નહિ વૃચ્છ કદમકી છાંયા,
પરમાનંદ પ્રભુ ચતુર ગ્વાલિની,
વ્રજ—રજ તજ મેરી જાયબલાઇ. (૨)

"વ્રજ તો વૈકુંઠ કરતાએ મોઘેરુ છે તો હવેથી નિરર્થક વ્રજની વનસ્પતિ તોડીશ નહિ; નહિતર હાથ પગ કાપી લેવા પડશે." આમ ડગવીને તેને કાઢી મૂક્યો. આ પ્રસંગથી કોઈ પણ વ્રજની વનસ્પતિનો નિરર્થક ઉપયોગ કરતુ નહિ.

૭

આ પ્રસંગ પછી એક વૈષ્ણવ વ્રજના વૃક્ષના પાદડા તોડતા હતા. તેમને અલીખાને દીઠા, આથી પાસે બોલાવી કહ્યુ કે, "કેમ

એટલે તરત જ તેના હાથ દાઝી ગયા! તે વખતે અલીખાન બોલી ઊઠ્યા કે

### કુંડલિયા—

સમરથ મેરા સાંઇયા ઉજ્જડ બેડા બસાય,
જહાં જળ તહાં સ્થળ કરે, સ્થળ તહાં જળ વહાય.
સ્થળ તહાં જળ વહાય, ઉષ્ણ શીતળ કર ડારે,
ભૂપતિ માગત ભીખ, સૂરમાં પલમેં હારે.
અલીખાન પેખા પ્રભુ, પ્રગટ દિદાર હૈ તેરા;
જીત દેખું તિત એક, સાંઈયા સમરથ મેરા.

ચોરને દાઝેલો જોઇને વ્રજવાસીઓ તો આશ્ચર્ય પામ્યા અને અલીખાનની પ્રભુ વિષેની દૃઢ શ્રદ્ધાના વખાણ કરવા લાગ્યા

૯

શ્રીગુંસાઈજી શ્રીગોકુલમા આવી વસ્યા ત્યારથી નિયમિત શ્રીમદ્ ભાગવત વાચતા. આ કથામા ઘણા ભક્તો આવતા પણ શ્રીગુસાઈજીનો એવો નિયમ હતો કે જ્યારે અલીખાન આવે ત્યારે પોથી છોડતા જો અલીખાનને મોડું થતુ તો તેઓ કોઈ વૈષ્ણવને તેડવા મોકલતા, આથી વૈષ્ણવો માહે માહે બળતા કે શ્રીગુસાઈજીને આવી શી લત લાગી છે કે અલીખાન આવે ત્યારે પોથી છોડે છે.? આ વાત કર્ણોપકર્ણ શ્રીગુંસાઈજી પાસે ગઈ. તેમનું મનતો જીવ માત્ર ઉપર સમાન હતું તેમને કોઈ અળખામણું હતું નહિ. પણ જેની તેમનામા ભક્તિ છે તેનામા તેમનુ મન હોય એ ગીતા વાક્યાનુસાર તેમનું જીવન હતું. વળી અલીખાન ઉપર આવો ભાવ લાવવાનું એક કારણ હતું. આથી તેમણે આ વસ્તુની ચોખવટ

કરવા નક્કી કર્યું. તેમણે વિચાર્યું કે "મારો જે ભાવ તેના માટે છે તે તેની કથામાં એકાગ્રતા અંગે છે નહિ કે આ બધા બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે છે ને તે યવન છે તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, યવન વગેરે જાતિ દેહના ધર્મ છે. જ્યાં સુધી લોક જોડે વ્યવહાર છે ત્યાં સુધી તેનો ખપ છે પણ જો સમજુ માણસ આ જગત ભગવદ્ રૂપ છે ને જીવ તેનો અંશ છે એમ માને તો પછી જાતિ–એક સ્વજાતિ ને બીજી જાતિ તેને માટે અહંતામમતાત્મક સંસાર મારક અસત્ય છે વળી કથા શા હેતુથી શરૂ થઈ છે ને તેમાં મુખ્ય તત્ત્વ શું છે તે ધ્યાનમાં લઈ કથાના શબ્દોમાં રહેલી નક્કી સમજે તો કથામાં આવ્યા પ્રમાણે છે અમુક વાર્તા કે પ્રસંગ કયા ભાવથી અને હેતુથી કથામાં આવે છે તે સમજે તો ભગવાનમાં ભાવ ઉત્પન્ન થાય ને ત્યાર પછી તેનું સ્વરૂપ સમજવાથી મન પ્રભુમાં એકાગ્ર થાય છે અનીખાન ઉપર તો તાતચરણની કૃપા ઉતરી છે ને જેનાથી ભગવાનની અદ્ભુત લીલામાં તેમનું મન રમી રહ્યું છે આથી બીજાઓ મારફ તે મન બધ કરી એકલા કાને સાંભળતા નથી, પણ કર્ણદ્વારા કથાને તેઓ હૃદયમાં ઉતારે છે આમ હોવાથી મે તેમને મારી કથાના મુખ્ય શ્રોતા બનાવ્યા છે છતાં, જ્યારે વૈષ્ણવોનો મોટો ભાગ આ વિષયમાં સંશય કરે છે તો તે બધાની શંકા નિર્મૂળ કરવી એ મારી ફરજ છે "
આમ વિચારી બીજે દિવસે કથા વખતે સૌ વૈષ્ણવો ને પાછલા દિવસની કથા કહેવા માટે આપે જણાવ્યું ત્યારે સૌ વૈષ્ણવો એક-બીજાના મુખ સામુ જોવા લાગ્યા પછી તેમણે અનીખાન સામે જોયું ત્યારે તમણે વિનતી કરતા કહ્યું કે, "કૃપાનાથ આપની આજ્ઞા હોય તો જ્યાંથી મે કથામાં આવવું શરૂ કર્યું ત્યારથી કથાના પ્રસંગ કહું, નહિતર કાનનો પ્રસંગ કહું" શ્રીગુસાંઈજી આ સાંભળી ખુશ થયા અને કહ્યું કે, કથામાં આવવા માત્રથી ભગવદ્ભાવ વધે છે તે વાત ખરી નથી, પણ મનપૂર્વક ત્યાં આસક્તિથી શ્રીભગવાનમાં ભાવ વધે છે" આ સાંભળી સર્વ વૈષ્ણવો હોંશ પામ્યા ને

રાગમને લીધે નીચુ ઘાલી ગયા આ પ્રસગને કવિ ગોવિદરામ કહે છે કેઃ-

અલીખાન પઠાણ ગમતા સુરતી,
શ્રી વિઠ્ઠલ કરતા વાત.
યોગમી વૈષ્ણવ તે પાને,
આવી બેસતા સાક્ષાત
આવી બેસતા સાક્ષાત તે જ્યારે,
પોથી છુટે પઠાણ આવે ત્યારે
ગોવિંદ કહે વચન ન ભૂલે ઉરથી,
અલીખા પઠાણ ગમતા સુરતિ

એક દિવસે શ્રીગુસાંઈજીએ એક ઘોડો ચરતો જોયો તેનુ રૂપ, ચાલ વગેરે અત્યત મોહક લાગવાથી આપ તેની પ્રશસા કરવા લાગ્યા પછી તેના રખેવાળને પૂછ્યુ કે, 'આ ઘોડો કોનો છે?" ત્યારે તેણે કહ્યુ કે "આ પરગણાના હાકેમ અલીખાન સાહેબનો એ છે." આ વાત અલીખાનના સાભળવામા આવી તેથી તેમણે ઘોડા ઉપર કીમતી સામાન મઢાવી શ્રીગુસાંઈજીને અર્પવા મોકલ્યો, શ્રીગુસાંઈજી પણ કોઈની અગત વસ્તુ પોતાના સ્વાર્થ માટે શ્રી મહાપ્રભુજી માફક પણ સ્વીકારતા નહિ, આથી ઘોડો આપે ન સ્વીકાર્યો, પણ ત્યારથી અલીખાન તે ઘોડા ઉપર બેસતા નહિ પણ શ્રીગુસાંઈજીની વાણીથી પ્રશસા પામેલો તે ઘોડો હોવાથી તેને પરગણામા છુટો ચરવા મૂકી દેવામા આવ્યો ફક્ત દશેરાના દિવસે તેના ઉપર નવો સામાન મઢાવી, તેને આગળ કરી અલીખાન બીજા ઘોડા ઉપર બેસી વિજય યાત્રા કરવા નિકળતા આમ દર વર્ષે દશરાના દિવસે તે ઘોડાને શણગારવામા આવતો

## ૧૧

સંવત ૧૬૨૮માં શ્રીગુસાંઈજી વનયાત્રા કરવા પધાર્યા આ વખતે તેઓ ગાડીમાં બિરાજ્યા હતા આ યાત્રામાં વ્રજના જુદાજુદા સ્થળોનું માહાત્મ્ય અને ભગવલ્લીલાની ચર્ચા થતી પ્રસંગે પ્રસંગે રાસલીલા વગેરે પણ ભજવી બતાવવામાં આવતી આ યાત્રામાં અલીખાનજી પણ જોડાયા હતા. તેઓ શ્રીગુસાંઈજી સાથે ભગવદ્ વાર્તા કરતા કરતા આગળ ચાલતા હતા એટલામાં ગાડી એક મોટા ખાડા પાસે આવી જો ગાડી આગળ જાય તો ખાડામાં પડે અને તેથી પોતાના પ્રાણ પ્રિય પ્રભુને કષ્ટ થવા સંભવ હતો, આથી અલીખાન તે ખાડા ઉપર સૂઈ ગયા ને ગાડી હાંકનારે ગાડી કુશળક્ષેમ પસાર કરી દીધી. જ્યારે આ બીના શ્રીગુસાંઈજીએ જાણી ત્યારે તેમની સહન કરવાની રીતથી આપશ્રી બહુ પ્રસન્ન થયા અને પોતા માટે દેહની પરવા ન કરવા માટે તેમની પ્રશંસા કરવા લાગ્યા આ વિષે કવિ ગોવિંદરામ તેમના અલીખાન પઠાણ નામના કાવ્યમાં લખે છે કે;

અલીખાં પઠાણ એવા હુતા,
જેને વ્હાલા વલ્લભ બાલ.

શ્રીવિઠ્ઠલની પધરામણી હુતી,
ને, બિચમાં આવી ખાળ.

બિચમાં આવી ખાળ આડી.
ને ગલીમાં ન ચાલે ગાડી

ગોવિંદનામ લાંબા થઈ સૂતા,
અલીખાં પઠાણ એવા હુતા.

૧૨

સંવત ૧૬૩૪માં શ્રીગુસાંઈજી વનયાત્રાએ ફરીથી નીકળ્યા. યાત્રામાં શ્રીગુસાંઈજીને મળવા અલીખાન આવ્યા. તે વખતે તેમનું મન ભગવાનના લીલા ધામમાં જવા અતિ તલસી રહ્યું હતું. આ સમય દરમિયાન તેમણે ચોરાસી વૈષ્ણવનું પદ બનાવ્યું હતું. અહીં દૂધપાકનો મહાપ્રસાદ સૌ વૈષ્ણવોને લેવડાવવામાં આવ્યો.

શંખચૂડ વધસ્થલ દેખી, શેષ સાંઈ–બાંઈ દીને હે
એહીં સેઇ ગાઉ પધારે, મહારાજ ભીને હે
અલીખાન વાછલ ગોરવા, સન્મુખ આયે હે
સબ વૈષ્ણવ કીને ખીર, ભોજન મન ભાએ હે.
(દિવ્યાદર્શ વર્ષ ૪ અંક-૧-૨)

૧૩

હવે અલીખાન લગભગ પંચાસી વર્ષ વટાવી ગયા હતા. તેઓ અહર્નિશ પ્રભુને પ્રાર્થના કરતા કે હે પ્રભુ, કેશી, કંસ, પૂતના યમલાર્જુન વગેરે અનેક દોષથી ભરેલા રાક્ષસી સ્વભાવના જીવોનો આપે ઉદ્ધાર કર્યો તો આ વ્રજમાં એક યવન તમારા નામના પ્રેમથી લોભાઈ શરણે આવ્યો છે તેને હે પ્રભુ શરણે લેજો."

કૃષ્ણ મુરારી પત રખો, વ્રજમે ઠાઢો પઠાણ,
તુમ બિન મેરા કો નહિ, તુમ હો કૃપા નિધાન;
તુમ હો કૃપા નિધાન, નિઠુર મત હોના સૈયા,
તેરી શરણમેં આપ, યવન એક દ્વાર લુભૈયા;
કેશી કંસ અરૂ-પૂતના, યમલાર્જુન લિયા ઉબારી,
દેવકી નંદન દયા-નિધિ અબ અલીખાનકી વારી.

આમ તેમનું મન ભગવાનને મળવા તલપાપડ થઈ રહ્યું હતું. તેમની આવી વિરહ દશા દેખી શ્રીગુસાઈંજી તેમને મળવા એક દિવસ ગયા ને કહ્યુ કે, "બાબા હવે અવસ્થા થઇ તમે ભગવાનના સાચા ભક્ત છો. તો વ્રજમા રહો કે દિલ્હીમા રહો એ તમારે મન તો સરખું છે ને? છેલ્લી અવસ્થા છે. સગાવહાલા બધા જ ત્યા છે ને? આ સાભળી અલીખાનનું હૃદય ભરાઈ આવ્યું ને કહ્યુ કે: "કૃપાનાથ જુવાનીમા આવ્યો ત્યારથી હું વ્રજવાસી બની રહ્યો છું. હવે દિલ્હી જનાથી શુ?"

બાબા વ્રજ છોડું નહિ, કોટિ કલપ યહાં રહાઉં,
યવન હિ બહિસ્તી વખાનીઆ બહુરી વ્રજ નહિ પાઉં.
બહુરી વ્રજ નહિ પાઉં ફિરસ્તા જન્નત પેખા;
દોનો જહાંકે બીચ, બ્રિજ એક જન્નત દેખા.
અલીખાન ઠાઢો યહાં, બ્રિજમેં પદ નિર્વાણ;
દિલ્હી ડેરા ન કીજીએ, ખિલખત મેરા પ્રાણ.

વ્રજમંડળ છોડી દિલ્હી જાઉં તો મારો જીવ અવગતે જાય. હું તો વ્રજમા પ્રાણ છોડીશ. વ્રજભૂમિ આ લોક ને પરલોકમાં જન્નત છે." આમ કહી તરત જ હરિદર્શન માટે તરફડવા લાગ્યા.

અહર્નિશ નૈના લો રહી તેરે દર્શનકી આશ;
કલપ વીતે હરિના મિલે અજાહૂ ન બૂઝત આશ.
અજાહૂં ન બૂઝત આશ હરિ તુમ નિર્લજ એસે;
ખિલખત જીયરા મોર, પ્રીત લગાઈ કૈસે.
અલીખાનકી કુચકી ઘડી, કૃષ્ણ બજાવત વૈન;
દરસ પાય છોડું જહાં, સફળ જનમ સુખ દેન.

આમ પ્રભુના ચરણ શરણ થવા માટે તેઓ અત્યંત રડતા ને કેટલીક વખત પ્રેમવિવશ દશામાં પ્રભુને કઠોર વેણ પણ સંભળાવતા. આખરે પ્રભુએ તેમની વિનતી સૂણી, સં. ૧૬૪૦માં પોતાના ધામમા તેમને બોલાવી લીધા. તે વખતે અલીખાનના મુખમાથી સરસ શબ્દો નીકળી પડયા કેઃ—

મોરે હરિ આયા અલી, અબ કયોં ઠાઢો અજાન,
વિકલ હુઈ દોનો મિલે, પ્રભુજી ઓર પઠાન,

વિકલ હુઈ દોનો મિલે, પ્રભુજી ઓર પઠાન. પરમ વ્રજવાસી અલીખાન આમ શ્રીરાસેશ્વર પ્રભુના ચરણમાં ચાલ્યા ગયા. તેમની યાદગીરીમાં હજી પણ શ્રીગોકુલમાં તેમની છગી (સમાધી) ઊભી છે. ત્યાં આવી બે છગી છે એક વ્રજવાસી અલીખાનની ને બીજી પ્રેમમત્ત રસખાનજીની.

એમ કહેવાય છે કે આ ભક્તવરે અનેક કિર્તનો પદો બનાવ્યાં છે. જેમાં મૂખ્ય રાસલીલા, ગોવર્ધનલીલા, કંસવધ, ચોરાસી વૈષ્ણવનુ ઘોળ વગેરેનો સમાવેશ થાય છે. કુંડલિયા, સવૈયા, રોળા ને દોહામા પણ તેમનું ભકિત સાહિત્ય ઠીક ઠીક છે.

તેમનો વ્રજભૂમિ વિષેનો પ્રેમ અતિ અદ્દભૂત હતો તેથી કહેતા કે જન્મવું પડે તો વ્રજવાસી થવાને.

કોટિ કલપમેં અવતરું વ્રજવાસી હુવૈ રટાવું;
આલીખાન આન ચાહત નહિ;
કૃષ્ણ કૃષ્ણ મુખ ગાવું.

વળી તેમણે ચોરાસી વૈષ્ણવના પદમા પણ તેમણે વ્રજવાસની માગણી કરી છે.

એ ભક્ત ચોરાશી ભયે,
તવ શ્યામ શ્યામા ગાઇએ,
વિનિત સુનો અલીખાનકી,
નજવાસ કવધો પાઇએ
અબ જાત દિન વિતે ગયે,
એમ આશ કવધો પુરહી,
કે દીન યા જગમાઝ નિશદિન.
ત્રાસ હી મે ઘૂમહી
યે ભક્ત જનમો હેત તાહી,
છિન તુમ્હે જાનહી,
જબ દિનકો ગિરિરાજ વૃદ,
વિપુન કે સુખ સાનહી

આ નજવાસ કૃષ્ણરસની પ્રાપ્તિના તગવગટ માટે હતો

ઝૂલણા

ગોકુલ ઈત મથુરાં નગરી,
વોહી નંદ ગામ વરસાના.
આવત ગ્વાલ બાલ દધિ બેચન,
મગમેં દાની મિલત નહિ કહાના.
બ્હાવરી ગોપી વિકલ હુઈ,
દર્શન કે હિત બનાવત બ્હાના;
વો હરિ કૈસે આન મિલે,
અલીખાન ખોજત ફિરે કૃષ્ણ કહાના.

વળી શ્રી પ્રિયાજી મહારાજના સ્વરૂપનુ વર્ણન કરતુ એક પદ શ્રી વસતરાય શાસ્ત્રીએ "મહાનુભાવ ભગવદ્ ભક્તો"મા છપાવ્યુ છે તે સમજાય તો હૃદય ભાવને પોષક છે આ અલીખાન પઠાનના સેવ્ય શ્રીઠાકોરજી શ્રીમદનમોહનજી હાલ શ્રીગોવર્ધનલાલજી મહારાજના માથે મુબઈમા બિરાજે છે કોઈ મહાનુભાવ વૈષ્ણવ વ્રજવાસી ભક્ત અલીખાનનુ સમગ્ર સાહિત્ય સશોધી બહાર પાડે તો કેવુ સારુ ? ધન્ય છે અલીખાનને જેણે જાતીય કટ્ટરતા ભૂલી વ્રજ સસ્કૃતિના વિકાસના એક સેવક બની વ્રજવાસ સ્વીકાર્યો આવા મહાન ભક્તની પદરજ મસ્તક ઉપર ધરવા કોણ ઉમગ ન રાખે ? તેવી રીતે સહસ્ત્ર કોટિ વદન છે શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુ જેમણે વૈષ્ણવતાના દ્વાર પ્રત્યેક જાતિ માટે સમાન રૂપથી ખુલ્લા કર્યા છે તેથી ભારતેન્દુ હરિશ્ચદ્ર આવા કૃષ્ણપ્રેમી ભક્તોને વદન કરતા કહે છે કે —

અલીખાન પઠાણ સુતાસહ વ્રજ રખવારે;
સેખ નબિ રસખાન અહમદ હરિ પ્યારે

નિરમલ દાસ કબીર તાજ ખા બેગમ પ્યારી,
તાનસેન કૃષ્ણદાસ વિજાપુર નૃપતિ દુલારી,

પિરજાદી બીબી રાસ્તો પદરજ નિત શિર ધારીયે,
ઈન મુસલમાન હરિજનપૈ કોટિન હિંદુ વારીએ ×

इतिशम्—

× આ લેખમા જે કુડલિયા, સવૈયા ઝૂલણા છે તે વૈશ્વાનર વર્ષ ૧લુ અક પાચમાથી લીધા છે

## રસિકહૃદયા ખાનજાદી

૧

તન્મયતા ભઇ સ્વરૂપસો, ખેલત ખેલત ખેલ,
સાક્ષાત્ મિલ છૈલ પુનિ, કરે રાસ ગસ રેલ

લગી પખાવજ બજન બલિ, કૃપા મનોરથ પૂર,
અલિખાન કી લાડિલી, સુયશ ગાન રસભૂર

(મોહનમાળા)

સામાન્ય રીતે છોડી ન શકાય એવા ત્રણ પદાર્થ છે (૧) સસારનો વ્યવહાર, (૨) જાતીય ધર્મ–હિંદુઓ માટે આર્ય ધર્મ ને મુસ્લીમ માટે ઈસ્લામ ધર્મ વ૦ અને (૩) પતિ પુત્ર વગેરે આ ત્રણનો ત્યાગ માણસના સ્વભાવમા પરિવર્તન થાય ત્યારે થાય આ બન્યા પછી તેનો આત્મા નિર્દોષ બને ને તે દિ યચક્ષુને પ્રાપ્ત કરે આ દિવ્યચક્ષુ પ્રાપ્ત થતા જીવ ભજનાનદી બને છે પછી તેને

ભગવાનના રસાત્મક, સ્વરૂપાત્મક, કલાત્મક અને ભાવાત્મક સ્વરૂપનો અનુભવ થાય છે જે સ્વરૂપને શ્રીગુસાંઈજી શૃગારકલ્પદ્રુમ કહે છે.

જેમ વૃક્ષ થવામા અંકુર, કંદલ શાખા પલ્લવ કલિકા પુષ્પ અને ફલ વગેરે જુદી જુદી સ્થિતિમાંથી પસાર થવું પડે છે તેમ શૃંગારકલ્પદ્રુમરૂપ ભગવાનને પ્રાપ્ત કરવા માટે ગૂઢભાવ, વ્યકતભાવ પ્રેમ, પ્રણય, સ્નેહ, રાગ, અનુરાગ અને વ્યસન દશામાંથી ભકતે પસાર થવું પડે છે. આ છેલ્લી દશાની વાત છે. આવા ભકતોને રસસ્વરૂપી ભગવાન પોતાના સ્વરૂપાનંદનું દાન કરવા માટે નિકુંજમાથી આહ્વાન કરે છે અને સ્વહસ્તે નિમંત્રે છે કે 'હે ભકત તું મારા નિકુંજમા રસાનંદનો અનુભવ લેવાને આવ!'

આવી જાતના રસાનંદની કણિકા ચાખનાર એક ભકત પોતાનો અનુભવ કહે છે કેઃ "હે યશોદાજી, તમારા પુણ્યની શી વાત કરીએ, જે ભાગ્યયોગે તમારા ત્યા સાક્ષાત્ ભગવાન પ્રકટ થયા છે! તે સ્વરૂપ તમારા ખોળામાં ચઢવા માટે રોતાં રોતાં પૃથ્વી ઉપર આળોટે છે અને તમે તો તેને ઊંચકવા ય પ્રયત્ન કરતા નથી. જ્યારે ઈંદ્રદેવ ને સ્વયંભૂ બ્રહ્માજીને તેની પ્રાપ્તિ થતી નથી!"

વળી બીજા એક આવા જ અનુભવી ભકત કહે કે: 'અરે બ્રહ્મને શોધનારાઓ! મારી વાત સાંભળો, વેદાન્ત વનમા બ્રહ્મને શોધતાં તમે અતિ ખિન્ન થયા હો તો અહીં આવો હું તમને તેની ભાળ આપું છું તે પ્રેમથી સાંભળો. ગોપીજનોના ઘરોમા તે પરમાત્માને શોધો; જ્યાં ઉપનિષદના અર્થ તેમના ઉંબરામા બાધ્યા છે"

ત્રીજા એક ભકત કહે છેઃ "મેં તો વેદની પ્રત્યેક શાખા શોધી પણ પરબ્રહ્મ મને પ્રાપ્ત ન થયા. પણ હાશ! હવે ભાળ લાગી, તે ગોપિકાઓના પાલવ પકડીને ઊભા રહ્યા છે."

ચોથા એક ભક્ત કહે છે : "હે સખી ! સાંભળ. મેં એક આશ્ચર્ય જોયું કે નંદના આંગણામાં ગોરજથી જેનાં અંગ છાઈ ગયાં છે એવા અંગવાળા વેદાંતના સિદ્ધાંતરૂપ પ્રભુ નૃત્ય કરી રહ્યા છે."

આવા અનેક રસઅનુભવો માણનાર વ્રજવાસી અલિખાન પઠાનની સુપુત્રી ખાનજાદી હતાં કે જેમણે આ જન્મ અવિવાહિતા રહી પ્રભુ સાથે રસમસ્તી અનુભવી.

૨

આ અલિખાન પઠાણની પુત્રી ખાનજાદીનો જન્મ આશરે સં. ૧૫૮૫માં થયો હોવો જોઈએ. સિકંદર લોદીના હૃદયપરિવર્તન પછી તેની આજ્ઞાથી અલિખાન વ્રજમંડળના હાકેમ નીમાયા. તેમના હૃદયમાં રહેલી આનંદતાએ તેમને પરમ વૈષ્ણવ ને વ્રજવાસી બનાવ્યા હતા. વળી શ્રીમહાપ્રભુજીની તેમના ઉપર અનહદ કૃપા હતી. તેથી પુષ્ટિમાર્ગ જે પૃથક્ શરણ માર્ગ છે. તે તેમના જીવનમાં વાણા તાણા માફક વણાઈ ગયો હતો. તેમનું જીવન ભગવદ્ સેવા પાઠ ધ્યાન અને ચિંતનમાં હંમેશ જતું હતું. તદુપરાંત વ્રજનો વાસ તેમના આત્માના વિકાસમાં કારણભૂત થયો. આવા પવિત્ર ભગવદીયના ત્યાં ખાનજાદીનો જન્મ એ એક પરમપુણ્ય યોગ હતો. ગીતાજીમાં ભગવાન કહે છે. યોગ ભ્રષ્ટ જીવ બે પ્રકારના જીવોને ત્યાં પુનર્જન્મ લે છે, એક યોગીના ત્યાં જન્મે અથવા પવિત્ર એવા શ્રીમંત ગૃહસ્થના ઘેર. અલિખાને સ્વકુટુંબ સંસ્કાર અને જ્ઞાતીય ધર્મ મૂકી વ્રજમાં વાસ કર્યો હતો. તે દૃષ્ટિએ તેઓ યોગી હતા, જ્યારે વ્રજમાં સુબાનું પદ શોભાવતા હતા તે દૃષ્ટિએ પવિત્ર શ્રીમંત ગૃહસ્થ હતા. આ પવિત્ર પુરુષના ત્યાં જન્મવાનું ખાનજાદીને ભાગ્ય પ્રાપ્ત થયું હતું. નાનપણથી તે પિતાજીની માફક ભગવાનના નામનો સતત જપ કરતી. આથી તેના હૃદયમાં સાંસારિક પ્રેમનું બીજ રોકાઈ

નિર્વીર્ય થઈ ગયુ હતું, જ્યારે ભગવત્કથા વાર્તા ધ્યાન સ્મરણ કીર્તનથી ભાવાંકુર પ્રગટ થયો હતો ને તે ભાવંકુર વિકસતાં પૂર્ણ દશાને પ્રાપ્ત થયો હતો.

૩

[૧]ખાનજાદીની આવી ભાવાત્મક દશા હતી, તેટલામા શ્રી-ગુસાઈજી સં. ૧૬૦૭મા વ્રજમા પધાર્યા. આ વખતે તેઓ વ્રજમા શ્રીમહાપ્રભુજીને આદેશ લઈને આવ્યા હતા. તેમણે **વ્રજમાં આવી ભક્તિમાર્ગના સર્વોત્કર્ષ** થાય તે રીતે કામ લેવા માડયુ તથા પુષ્ટિમાર્ગ દ્વારા વિશ્વના સર્વ જીવો પ્રભુનો આનંદ મેળવી શકે તેવી રીતે માર્ગના મૂલભૂત સિદ્ધાંતોનો વિકાસ કરવા માંડ્યો.

અલીખાન શ્રીમહાપ્રભુજીના વિયોગથી તરફડતા હતા. જ્યારે તેમણે શ્રીગુસાઈજી મહાપ્રભુજીના સ્વરૂપે પધાર્યા છે એમ સાભળ્યુ ત્યારે તેમના આત્મામા આનદ છાઈ રહ્યો તેઓ પોતાની દીકરી ખાનજાદીને સાથે લઈ શ્રીગુસાઈજીના દર્શને ગયા. શ્રીગુસાઈજીએ તેમનો સારો આદર સત્કાર કરી બેસાર્યા. ત્યારબાદ તે બંને વચ્ચે શ્રીમહાપ્રભુજીના ભક્તિમાર્ગ વિષે વાતચીત થઈ. ત્યાર પછી શ્રી-ગુસાઈજીએ અલીખાન અને ખાજાનદીને બ્રહ્મસંબંધ આપી સેવા માટે શ્રીમદનમોહનજીનુ સ્વરૂપ પધરાવી આપ્યુ.

અલીખાન અને ખાનજાદી પ્રભુને પધરાવી આનદથી સેવા કરવા લાગ્યા. ખાનજાદીનો આત્મા મૂળથી સેવારસિક હતો એટલે તેને સેવા વિષે એટલો બધો આનદ આવતા કે બહારની ગડમથલમા તે ભાગ્યે જ પડતી એક દિવસે તેણે તેના પિતાજીને કહ્યુ કે

૧ પૂજ્ય શ્રી. પરાગ લૂંબેદા ખાતુ નામ જણાવે છે. અનુગ્રહ વર્ષ ૪ પૃ. ૨૧૪.

"બાબા, પ્રભુ માટે જુદું સ્થાન હોય તો ઠીક સારું! તમે રાજના સુબા હોવાથી અનેક માણસો આપણા મકાનમાં જુદા જુદા કામ અર્થે આવે છે, તેથી સેવાકાર્યમાં સુકરતા પડતી નથી

અલીખાને ખાનજાદીની આ વાત તરત સ્વીકારી, નવું મકાન બનાવવા માટે પ્રબંધ કર્યો આ નવા મકાનનો પાયો ખોદતા અંદરથી લલિત-ત્રિભંગી સ્વરૂપ નીકળ્યું આ સ્વરૂપ રાસલીલાના પ્રસંગનું છે તે સ્વરૂપ જોતા ખાનજાદીના આત્મામાં અવનવા ભાવ તથા ઉર્મિ આવવા લાગી તેણે તે સ્વરૂપને પંચામૃતથી સ્નાન કરાવીને સેવામાં પધરાવ્યું પછી થોડા દિવસ બાદ તે તથા અલીખાન તે સ્વરૂપ સાથે પધરાવી શ્રીગુસાંઈજી પાસે ગયા ને સ્વરૂપ પ્રાપ્તિ કેવી રીતે થઈ તેની વાત કરી આ અદ્‌ભુત કાંતિવાળા રાસસ્વરૂપના દર્શન કરી શ્રીગુસાંઈજી આશ્ચર્ય પામ્યા ને તે સ્વરૂપની લીલાભાવના સવિસ્તર સમજાવી. ત્યારબાદ તે સ્વરૂપ પુષ્ટ કરી ખાનજાદીના હાથમાં સોંપ્યું ને કહ્યું કે, "જે ભાવનાનું આ સ્વરૂપ છે તેના ભાવ તમારા હૃદયમાં હંમેશ રહેજો" આ મંગળ વચન સાંભળી ખાનજાદી તથા અલીખાન અત્યંત પ્રસન્ન થયા ને નમન કરતા કીર્તન કરવા લાગ્યા કે,

વંદો પદ પંકજ વિઠ્ઠલેશ, શ્રીવલ્લભ કુલ દીપક સુરેશ. (૧)
જિનકી મહિમા જો કહે ઉદાર,
અબ જશ પ્રકટ કિયો સંસાર (૨)
અનુસરત નીચ જો તજી વિકાર,
તિને ભવનિધિ તરત ન લગત વાર. (૩)
કહિ સાર અર્થ શ્રીભાગવત પ્રમાન,
કિયે ખંડન પાખંડ માન. (૪)
બાંધી મર્યાદા સબ વેદ માન,

જન દીન ઉદ્દગ્ન સુખ નિધાન. (૫)
તિહિં બંસ આનંદ દેન, શ્રીપુરુષોત્તમ મખ સુખ કે એન. (૬)

૪

સેના પવગવ્યા પછી ખાનજાદીને પ્રિયાજીના સ્વરૂપની ભાવના જાણવાની તીવ્ર ઇચ્છા થઈ. આથી તેણે પિતાજીને પ્રિયાજીનુ સ્વરૂપ સમજાવવા માટે વિનંતી કરી ત્યારે અનીખાને કહ્યુ કે "બેટા, પ્રિયાજી એ શ્રીસ્વામિનીજીનુ નામ છે તેમનું અમર નામ શ્રીરાધિકાજી છે શ્રીરાધિકાજી વૃષભાનુ એટલે ધર્મનો સૂર્ય જ્યા હોય તેવા કીર્તિવાળાની કૂખે જન્મે છે જ્યારે ભગવાન આનંદથી પ્રાપ્ત થતા યશ કૂખે જન્મે છે જેના ત્યા ધર્મ સપૂર્ણ પળાય તેનો સહચાર ભગવાન ઇચ્છે છે આથી શ્રીમહાપ્રભુજી ભગવાનને રાધા સહચર તરીકે **ત્રિવિધ નામાવલીમાં** ઓળખાવે છે.

આ રાધિકાજી ભાવાત્મક રીતે ભગવાનના સિદ્ધિ શક્તિ રૂપ છે. જે પરમ પ્રેમરૂપા છે. આ પરમ પ્રેમરૂપા સિદ્ધિ શક્તિનુ આરાધાન ભગવાન સર્વદા કરે છે તેથી તેમને રાધા કહેવામા આવે છે. જેમ ચદ્ર અને તેની પ્રભા જુદી નથી તેમ ભગવાન અને શ્રીરાધાજીમા ફેરક નથી. કારણ કે એક રસ છે જ્યારે બીજો આધાર છે જેમ ચદ્ર વિના પ્રભા હોઈ શકે નહિ તેમ કૃષ્ણ વિના શ્રીરાધાજી જુદા મનાતા નથી આથી શ્રી બ્રહ્માજી સ્તુતિ કરતા કહે છે કે "હે પ્રભુ તમે આદિ-અનાદિ છો, તેમ પુરુષોત્તમમા પણ ઉત્તમ છો. પોતાના ભક્તો વિષે વાત્સલ્ય ધરાવનાર, અસખ્ય બ્રહ્માંડોના પતિ, પરથી પર, અને શ્રીરાધાજીના કાંત છો, તેવા આપ શ્રીકૃષ્ણચદ્રને હું શરણે છુ તમે અતિલીલા કરનાર ગોલોકના નાથ છો અને શ્રીરાધા ગોલોકની લીલારૂપ લીલા કરનાર છે જ્યારે તમે વૈકુંઠનાથ બનો છો, ત્યારે વૃષભાનુની પુત્રી રાધાજી લક્ષ્મી હોય છે જ્યારે પૃથ્વી

રૂપ તમે શ્રીરામ હો છો, ત્યારે આ શ્રીસીતાજી હોય છે તમે હરિ હો છો, ત્યારે શ્રીરાધાજી કમળા હોય છે જ્યારે તમે યજ્ઞાવતાર હો છો ત્યારે આ બીજી પત્નીઓમાં મુખ્ય શ્રીદક્ષિણા હોય છે તમે નૃસિંહ રૂપ હો છો ત્યારે રાધાજી હૃદયસ્થ થે રમા હોય છે જ્યારે તમે નરથી યુક્ત નારાયણ હો છો ત્યારે આ રાધા તમારે યોગ્ય અનુસરનારી સાક્ષાત્ છાયા હોય છે જ્યારે તમે કાળરૂપ હો છો ત્યારે લોકો રાધાજીને પ્રધાન રૂપ જાણે છે જ્યારે તમે મહત્તત્વ હો છો ત્યારે શ્રીરાધાજી સગુણ માયા હોય છે જ્યારે તમે અંતરાત્મારૂપ જણાઓ છો ત્યારે આ ચાર લક્ષણરૂપ રતિ (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુરીયા) હોય છે જ્યારે તમે નિરાદેહને ધારનાર અથવા મિશ્રરૂપ હો છો ત્યારે શ્રીરાધા પૃથ્વી વિંવારણા રૂપ હોય છે હે પુરુષોત્તમ ! તમારું શ્યામ અને ગૌર સાક્ષાત્ બે પ્રકારનું તેજ વિદિત છે માટે અનેકના ધામના અધિપતિ પરાત્પર પરમેશ્વર એવા આપને શરણે છું ”

“ બેટા ! સૃષ્ટિના રચનારા બ્રહ્માજીની સ્તુતિ ઉપરથી તું સમજી શકી હોઈશ કે જીવ માત્રમાં રાધા અને કૃષ્ણ રહેલા છે પણ તે ગુપ્ત રીતે બિરાજેલા છે તેને પ્રગટ કરવા માટે જીવનો તરવગટ જોઈએ તો ભગવત્ કૃપા હોય તો તે તરવગટ સિદ્ધ થાય ”

“ હા ભગવત્કૃપા વિના તો કંઈ સિદ્ધ ન થાય પણ બાબા, શ્રીસ્વામિનીજીનું ધ્યાન કેવી રીતે કરવું તેનો કંઈ ખ્યાલ ન આપો ? ”

‘ બેટા, એ ધ્યાન બે રીતનો છે એકમાં શ્રીરાધાજી શુદ્ધ ભક્તિનું સ્વરૂપ છે અને બીજો શૃંગારશાસ્ત્રની રીતે ભક્તિશાસ્ત્રમાં શૃંગારશાસ્ત્ર ગોઠવાયું ઓતપ્રોત છે કે તેને જુદું પાડવું અતિ મુશ્કેલ છે । શુકદેવજી જેવા પરમ યોગી જ્યારે રાસલીલાના રસ વર્ણવવા લાગ્યા ત્યારે પરીક્ષિત રાજા ચોકી ઊઠ્યો અને તેણે

તે શૃગારરસ વિષે અનેક શકાઓ ઊઠાવી આથી આવી, જાતની ભક્તિ વિષેનો ખ્યાલ ગમે તેમ ને ગમે ત્યારે ન કરાય તેજ ઠીક છે બાકી પ્રથમ પ્રકારના ધ્યાનની વાત આપણે ઉપર કરી ગયા છીએ "

"હા, એ વચન સાચી છે જેનુ મન લૌકિકમા લાગ્યુ હોય તે શૃગારમિશ્રિત ભક્તિમા પડે તો તેનો હેતુ ફળે નહિ જેમ શુદ્ધ કરેના વિષનુ સેવન કરનારે સાવચેતીથી પથ્ય પાળવુ પડે છે તેમ ભક્તિમાર્ગમા આવ્યા પછી શૃગારભક્તિમા પ્રવેશનારે લૌકિક આસક્તિ પૂર્ણ ત્યાગની તૈયારી કરવી પડે જો તેની વૃત્તિઓ લૌકિક કામનાઓમા હોય તો તે શગાર ભક્તિથી તેનુ મન લૌકિકમા વધુ આસક્ત થવા સભવ છે આથી શ્રીમહાપ્રભુજી **रमिणः काम वर्जिताः** એમ કહે છે "

"હા તુ જે કહે છે તે વાત સાચી છે આથી શ્રીવિઠ્ઠલેશપ્રભુ શ્રૃંગારરસ મડનમા કહે છે કે "વૈષ્ણવ હોવા છતા આ રસના ચમત્કારને ન જાણતા અથવા કામ વિકારને વશ થતાઓએ આ સિદ્ધાતમા દૃષ્ટિ ન કરવી" આથી આવી વસ્તુઓનો ખ્યાલ રાખીને ઉપયોગ થવો જોઈએ

તમારી વાત મે લગભગ સમજી લીધી છે પણ મને લાગે છે કે મને બીજા પ્રકારના ખ્યાલવાળી ભક્તિની સમજ પાડશો તેમા કઈ વાધો નહિ હોય કારણ કે હુ વ્રજમા જન્મી છુ, અને વ્રજ સિવાય બીજે કઈ ગઈ પણ નથી મને અગત રીતે આ દુનિયાનો સ્પર્શ પણ નથી વળી જે જાતિમા આપણો જન્મ છે તેની સાથે મને સબધ નથી વળી આ વ્રજમાં પણ કેટલાક ગણ્યા ગાઠ્યા ભગવદ્ ભક્તો સિવાય બીજાને હુ ઓળખતી નથી વળી મારુ મન અહર્નિશ પ્રિયાજીની લીલામા સલગ્ન છે, તે વખતે શ્રીપ્રિયાજીના ધ્યાનના પ્રકારનો ખ્યાલ આપો તો કેવુ સારુ ?"

"નાહક તારી ઇચ્છા હોય તો તે વિષે કહેવામાં વાંધો નથી. હું તને નાનપણથી ઓળખું છું કે તારા જન્મ સાથે તારામાં ભક્તિના ભાવાંકુર પ્રગટેલા છે. આ ભાવાંકુર વિકાસ પામી પલ્લવ સુધીની દશાએ આવ્યા હોય એમ મને લાગે છે. પણ તેવી લીલાનો ગાનાર હું કોણ? એ તો પાંગળો પર્વત ઓળંગવાનો પ્રયત્ન કરે તેવો હાસ્યાસ્પદ પ્રયત્ન આ અલીખાનનો કહેવાય. મહાજી જે ચતુર અને વિચક્ષણ છે, તેમની બુદ્ધિમાં પણ તે સ્વરૂપના રૂપ અને રસ ઉતરી શકે કે કેમ એ શંકા પડતું છે. બાકી તેમના સ્વરૂપનું સ્થૂલ વર્ણન તો આમ થઈ શકે. મને ખ્યાલ છે ત્યાં સુધી શ્રી ચ નનીજી શ્રીરાધાજીનું વર્ણન આવી રીતનું કરે છે કે

પ્રેયસી તવ મુખ શશીધર સોહે
શ્રોન તાટંક ગજમુક્તા બને,
બામ ગ્રહ રુદન વિશદ મરાલ મોહે (૧)
દગો ઈક્ષન પ્રેમ પારન પ્રીત પ્રિતમ બંધ ઢોહે
ગલ કપોલ ઢાપત શિરોરુહ
માનો લવરી સારંગ બનિ તોહે (૨)
ત્રિકુટી ગાડવ નિકટ નિરખન
અંબદ-સર ઇન સંગ દોહે,
અમીગૃહ બસત લસત મુખ મંડન,
સિન્ધુ સુત સોમ સિમીટછીન લે હૈ (૩)
ઉરજ નિચોલ ચોળ રંગ લીને,
માનો ગંગધર મન્યુ ચિહ્નોને,
કે ધો અમ્બુજ અલિશિશુ આવૃત
કે ધો ચકવાક સંગ દોરે (૪)

કોન મેધા રૂપ રસ ભરને,
કોટિખિધિ ચતુરાનન પેરે;
એહી ધ્યાન અલિખાન સદા રહે,
પાંગુલ ગતિ ગિરિ ન ગોહે. (૫)

"હે પ્રિય, મહાદેવજીમા રહેલી આહ્લાદક શકિત તેમના મસ્તક ઉપર બિરાજતા ચદ્ર ઉપર અવલખે છે જ્યારે તમારુ મુખ શશીધર છે. તેથી તમારામા પૂર્ણ આહ્લાદતત્ત્વ છે. તેવી રીતે કર્ણમા મોટા મોતીના આભૂષણ તથા સ્વચ્છ ને સુપ્રકાશિત દાત જોઈ, હસ કે જેને પોતે સર્વથી વધુ સ્વચ્છ છે તેવુ અભિમાન છે, તે તમારા ઉપર વારી જાય છે વળી તમારી આખમા જે પ્રેમરૂપ પાટન એટલે અંજન બલકે સર્વોત્કૃષ્ટ પ્રેમ છે તેથી તમે પ્રીતમ એટલે નિજસ્વામીને બરાબર વશ કરો છો વળી કમળ ઉપર કાળા ભ્રમર હોય છે તેમ તમારા કપોલરૂપી કમલ ઉપર ભ્રમરરૂપી અલક (ગુથેના વાળ) શોભી રહ્યા છે. વળી (પ્રીતમને ઘાયલ કરતા) ભ્રુકુટી ઉપર ચઢાવેલ નેત્રરૂપી બાણ તમારી સાથે છે. અહાહા! તમારા મુખ ઉપર એટલી બધી સુધા છે કે જેની આગળ ચદ્રમા જે સુધાકર કહેવાય છે તે અપૂર્ણ લાગે છે આથી તમારામા રહેલુ જીવનતત્ત્વ સુધાકર કરતા, પણ પૂર્ણ જીવનદાયી છે. વળી ઉરજ ઉપર બિરાજતી ચોલી, તેમાથી ઝરતો રસ એ જાણે મહાદેવજીનો સાક્ષાત્ ક્રોધ કેમ ન હોય? મહાદેવજી તામસ હોવાથી ક્રોધાવેશને લીધે હમેશ સુસજ્જ હોય છે તેમ તમે પણ હમેશ નવયૌવનત્વથી સુસજ્જ છો. એટલે તમારામા ક્ષોભ વગેરેના ભાન નથી. વળી ઉરજ ઉપર જે કૃષ્ણ ડીટડી છે તે જાણે બાલભ્રમર જેવી લાગે છે જેમ ભ્રમર દરેક પાસેથી રસ લે છે અને આપે છે તેમ તમે પણ પ્રીતમ પાસેથી રસ લઈ રસનુ દાન કરો છો. અથવા તો તે ઉરજ સારસ-સારસીનો ખ્યાલ આપે છે. જેમ સારસ-સારસી

કદી પણ એક બીજાથી વિખુટા પડતા નથી, તેમ તમારા વિશાલ ઉન્નત ઉરજ કદી પણ અવનત થતા નથી. આથી તમે હંમેશ નિત્યયૌવન પૂર્ણ છો આવુ આપનુ મહાભાગ્ય મારેનુ રસદાયક નવયૌવનભર સ્વરૂપનુ કોણ વર્ણન કરી શકે?"

બાબા, કેવુ સુન્દર વર્ણન! સુરદાસ વગેરે મહાનુભાવો પણ આવુ જ વર્ણન શ્રીસ્વામિનીજી માટે કરે છે ને!" ખાનજાદી પ્રસન્ન મુખે બોલી.

"હા પણ ક્યા એ મહાનુભાવો ને ક્યા હુ?" અનીખાને પોતાનુ ગૌણત્વ બતાવતા કહ્યુ.

૫

"તમે હવે આમ કેટલા દિવસ કાઢશો? પુત્રીની ઉમર પચ્ચીસ વર્ષ થવા આવી છતા તેના નિકાહ કરવાનુ કંઈ વિચારતા નથી એ શુ ઠીક છે?" અનખાનની બીબીએ પુત્રીના વિવાહ અંગે ચિંતા વ્યક્ત કરતા કહેવા માંડ્યુ.

"બીબી, લગ્ન કરવાની મારી ના નથી, પણ મુખ્ય વાત એ છે કે આપણે જે રીતે જીવન ગાળીએ છીએ તે રીતે આપણી જાતિમા કોઈ નથી. વળી શ્રીગુસાંઈજી પાસેથી સેવા પધરાવ્યા પછી તે અહર્નિશ સેવામા મગ્ન રહે છે. એટલે તેનુ મન આ સંસારમા નથી તેથી પણ હુ તેના લગ્ન વિષે ઉદાસીન છુ."

તમે કહો છો તે સાચુ છે. છતા મોટી મોટી ઉમરની છોકરીઓને કુંવારી રાખવી એ બહુ અજુગતુ છે. દુનિયામા પુરુષો પરણ્યા વિના ભલા હશે પણ છોકરી કુંવારી રહે એવુ સાંભળ્યુ નથી" બીબીએ કહ્યુ.

"સામાન્ય રીતે છોકરીઓ કુવારી રહે એ બનતું નથી. ને હું માનું છુ ત્યા સુધી એમ ન બનવુ જોઈએ. છતા પણ, કેટલાક એવા પ્રસગો છે જ્યા પ્રભુ માટે પતિ વગેરે સૌને છોડયા છે. સગ્નતીદેવી કુમારિકા છે. જે જીવો જ્ઞાનથી ભકિત-પ્રધાન છે તે અપરિણીત રહે એમા હુ બાધ જોતો નથી. તેમ છતા આપણે ખાનજાદીને પૂછીએ. તે ઉમરલાયક છે." (ખાનજાદીને બોલાવે છે)

"બ્હેન, આ તારી અમ્મા તારા નિકાહ કરવાની વાત કરે છે, બોલ તારો શો વિચાર છે." પિતાએ પૂછ્યું.

'બાબા મે નિકાહ કરી લીધા, હવે મારે બીજા કોની સાથે નિકાહ કરવાના છે!' ખાનજાદી રમમસ્તીમા બોલી.

"કેમ બેટા એમ બોલે છે?" પઠાણે કહ્યુ

"કેમ બ્રહ્મસંબધમા પ્રભુ સાથે આત્માનુ વરણ થતુ નથી? એ જ એક ઉત્તમ નિકાહ છે. બાકી બીજી જજાળમા હુ પડવા માગતી નથી"

"પણ દુનિયામા એ સારું ન કહેવાય લગ્ન તો કરવુ પડે. કોઈ સ્ત્રીમાણસ કુવારું રહ્યુ હોય તેમ સાભળ્યુ છે?" ખાનજાદીની અમ્માએ ખાનજાદીને સમજાવતા કહ્યું.

"રહ્યા હશે! કદાચ આપણને ખ્યાલ ન પણ હોય, તેથી શુ? પણ કુવારા રહેવુ એ ગુન્હો છે? જેનુ મન જ્યા લાગે તેને તે ભજે. મારું મન પ્રભુમા લાગ્યુ તો હું તેને વરું એમા બીજી ગડમથલ કેવી'" ખાનજાદીએ કહ્યુ

"પણ બ્હેન તું મોટી થઈ, આપણો સમાજ આપણી સામે આગળી ચીધ્યા કરે. આ બધુ આપણુ ઠીક કહેવાય?" માતાએ વહાલથી કહ્યું

"પણ અમ્મા, હવે આપણને અને સમાજને શો સંબંધ? વ્રજ છોડી તમે બન્ને ક્યાય જતાં નથી. તો પછી આવી આશા તૃષ્ણા કેવી?" ખાનજાદીએ માતાના મનોભાવ કળીને ઉત્તર આપ્યો.

"ભલે તારી ઇચ્છા. હું તો મૂળથી માનતો હતો કે તારું મન સંસારમાં નથી, તો શીદને મિથ્યા ઉપાધિમાં તને નાખવી? પણ આ તારી અમ્માને ચેન ન હતુ તેથી તને બોલાવવી પડી. **બાકી પૃથ્વીપરના ઇતિહાસમાં સ્ત્રીજાતિ અપરિણીત રહી પ્રભુમસ્ત બન્યાના દાખલા ક્વચિત્ જ બને છે.**" અલીખાને તેની બીજી ખાનજાદીને ઉદ્દેશીને કહ્યું.

૬

જુઓ તમે કહેતા હતા કે પુત્રીના નિકાહ ન કરવા પણ સામેના ખંડમાં જુઓ તો? તે કેવી પરપુરુષ સાથે હાસી ઠઠ્ઠા કરતી હતી. તમે તો વૈષ્ણવ બન્યા પછી ભોળાને ભોળા રહ્યા!

"હે શું કહે છે? ખોટી વાત, ખાનજાદી એવી છે નહિ." અલીખાને કહ્યું.

"પૂછો આ પહેરગીરોને હું ખોટું કહેતી હોઉં તો? તેમણે આ વાત કાનોકાન સાભળી છે. તમે હવે છોકરી ઉપર બહુ વિશ્વાસ રાખો તે ઠીક કહેવાય નહિ."

"તે વાત સાચી લાગે છે! તે મોઢેથી ખડખડાટ હસતી હતી ને તે વખતે ઝાંઝરના અવાજ આવતા હતા. વળી તદુપરાત કોઈ પુરુષનો અવાજ પણ અમે સાભળતા હતા." પહેરેગીરે અલીખાને સામું જોવાથી કહ્યું.

"તેને માટે વેળાસર ઉપાય કરો, નહિ તો વાત હાથથી જશે."

"શો ઉપાય કરીશું ?" અલીખાને પોતાની બીબીને પૂછ્યું.

"એના નિવાસે ચારે બાજુએ થોડાક પહેરેગીર મૂકો જેથી કોઈ પુરુષ અંદર પ્રવેશે નહિ, તેમ જ ખાનજાદીને તેની શંકા ન આવે બાકી થોડા સમયમાં હવે તેના નિકાહનું નક્કી કરી નાખો" બીબીએ કહ્યું :

ઠીક વાત છે. એમ કહી અલીખાને રાતદિવસ માટે બેચાર પહેરેગીર તેના મકાન આગળ મૂક્યા ને કહ્યું કે "તમારે બ્હેનને કશું પૂછવું નહિ ફક્ત એ શું કરે છે તે વાત જાણી લેવી અથવા કોઈ પુરુષ બ્હેનના મકાનમાં જતો હોય તો મારી પાસે હાજર કરવો"

બીજે દિવસ થયો એટલે એક પહેરેગીર અલીખાન પાસે આવી કહેવા લાગ્યો કે : નામદાર અમે દિવસ અને રાત સાવચેતીથી ચોકી કરી છતાં રાતના બાર વાગે બ્હેન કોઈની સાથે વાત કરતા હતા અમને ખબર પડતી નથી કે તે પુરુષ ક્યાંથી આવે છે ને ક્યારે જાય છે.

"તમે ચોકીમાં ગાફેલ રહેતા હશો ! તેથી જ એવું બને !" અલીખાને કહ્યું

"હું નોકરી પાક દિલથી કરું છું, હું સાચું કહું છું કે આખી રાત મેં એક મટકું માડ્યું નથી છતાં આપને આવી ગંભીર વાત ન કરીએ તો કાલ ઊઠીને કંઈ બને તો અમારો દોષ નીકળે"

અલીખાન આ સાંભળી વિચારમાં પડ્યો ને છેવટે બોલ્યો કે - "તમો કાળજીથી પહેરો ભરો. આજે રાતે હું જાતે તપાસ કરવા આવીશ."

ગતના બાર વાગવા આવ્યા ત્યારે અલીખાન ખાનજાદીના મકાન પાસે આવ્યા તો કમાડ બંધ હતા અને અંદર જોઈ શકાય તેવું હતું નહિ પણ અંદરથી એ માણસ હોવાની તેને શંકા પડી આથી તેણે ધીમે રહી કમાડનો ભાગ કોરી બાકું પાડ્યું, ને જોયું તો શ્યામમનોહર નટવરલાલ લલિતત્રિભંગી શ્રીકૃષ્ણચંદ્ર સાથે પોતાની દીકરી નૃત્ય વગેરેની તૈયારી કરી રહી હતી છે । સમય થતાં પ્રભુ નૃત્ય કરવા લાગ્યા ખાનજાદી સંગીત લલકારવા લાગી આ દેખી તેનું હૈયું ભરાઈ આવ્યું ને વિચારવા લાગ્યો ભક્તવત્સલ શ્રીગુસાંઈજીએ આ લલિતત્રિભંગી સ્વરૂપ પુષ્ટ કરીને આપ્યું તે વખતે જે મંગલ વચનો ઉચ્ચારેલાં તે ખાનજાદી માટે સાચા પડ્યા હું એવો હતભાગી રહ્યો કે નજરમાં આવતાં છતાં પ્રભુના વિયોગથી વગરડ્યા કરું છું છતાં આવી સુખપ્રાપ્તિ મને ન થઈ આમ વિચારતા તે મૂર્છિત થયા થોડીવાર પછી પાછા તેઓ ભાનમાં આવ્યા એટલે ફરીથી તે લીલાના દર્શન કરવા લાગ્યા અને કરોડ જીવન જીવવા માટે ખાનજાદીની મનથી પ્રશંસા કરવા લાગ્યા ' તે કેવી વહેલી સવારે ઉઠી શૌચાદિથી પરવારી સ્વચ્છ તે જળ ભરી લાવી અહર્નિશ પ્રભુસેવામાં મગ્ન રહે છે । પ્રભુ તો દીનવત્સલ—ભક્તવત્સલ છે તે પોતાના ભક્તોને રાસાદિ લીલાનું સુખ ન આપે તો કોણ આપશે ? આ વિચારતા પોતે રાસાદિ લીલાનું સુખ ભજે તે માટે તીવ્ર દુઃખ ભોગવવા લાગ્યા આ વિરહ વેદનાથી તેઓ ફરીથી મૂર્છા પામી જમીન પર ઢળી પડ્યા લગભગ બ્રાહ્મ મુહૂર્ત થવા આવ્યું એટલે પ્રભુ અંતર્ધાન થયા તેથી ખાનજાદીએ પ્રભુસેવાની તૈયારી કરવા માંડી તેણે બારણું ખોલ્યું તો પિતાજીને બારણા પાસે પડેલા દીઠા તેણે ઠંડુ જળ છાંટી પંખો કર્યો એટલે અલીખાન જાગ્યા જાગતાની સાથે તેના મુખ ઉપર આનંદનું સ્મિત ફરી વળ્યું અને "ધન્ય છે તને એમ કહી ખાનજાદીને પ્રણામ કરવા લાગ્યા આ દેખી ખાનજાદી સમજી ગઈ કે બાબાજી રાતની

શીનાને પામી ગયા છે તેથી ખાસ કંઈ બોલી નહિ થોડી વાર પછી અનીખાને પૂછ્યુ . બેન મને રાસના દર્શન ન કરાવે ?

ત્યારે ખાનજાદીએ કહ્યુ કે. બાબા પ્રભુને પૂછી જોઈશ તેમની ઇચ્છાની વાત છે પછી એ રાતે તેણે પિતાજીની વાત શ્રીઠાકોરજીને પૂછી ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યુ કે " ખુશીથી અનીખાન મારો પ્રિય ભકત છે તેને આ સુખથી ન ચિંત કેમ રાખી શકુ ! વળી તે તો પખાવજ મગસ નગાડી જાણે છે એટને રાસ વખતે સુગ્પુરક નીવડશે " બીજા દિવસથી અલીખાન રાતે દીકરીના મ દિરમા ગયા અને પ્રભુ ખાનજાદી ને અલીખાન એ ત્રણે ભેગા મળી આનદ કરવા લાગ્યા આમ તેમના દિવસ પ્રભુનીલામા અહર્નિશ આનદમા જવા લાગ્યા આ વસ્તુ અતિ ટૂંકમા ભક્તપ્રવર શ્રીગોપાલદાસભાઈ ન્યારાનાગા સમજાવે છે

પુત્રી પ્રવીણ પ્રપન્ન તેહને, પુષ્ટ રસ આરૂઢ'
પાણિગ્રહણ કારણ ન કીધું, ભાવે છે અતિગૂઢ
(૧૬૩) (પ્રાગટય મ ગલ)

૭

અલીખાન અને તેની પુત્રી હંમેશ ઉત્થાપનના દર્શન પછી શ્રીગુસાઈજી શ્રીભાગવતજી વાચતા ત્યા જતા તે બન્નેની કથા સાભળવામા તલ્લીનતા તથા પ્રભુનીલા સમજવામા ઉત્કટ બુદ્ધિ વગેરે ગુણોથી શ્રીગુસાઈજી તેમની કથાના સાચા શ્રોતા તેમને માનતા

એક દિવસ અલીખાને વિનતી કરતા કહ્યુ કે "કૃપાનાથ, અમે કયા કારણથી આ જાતિમા જન્મ્યા ?" ત્યારે શ્રીપ્રભુચરણે કહ્યુ "તમે બન્ને ભક્ત છો તમારે પૂર્વ જન્મની બીના જાણવાથી હવે શુ લાભ ?' ત્યારે અલીખાને કહ્યુ કે "ખાસ પ્રયોજન તો કંઈ નથી પણ જીવ સ્વભાવે કુતૂહલ છે "

ત્યારે પ્રભુચરણ તેમની જીજ્ઞાસા જોઈ દયા વિચારી તેમના પૂર્વજન્મનો ઈતિહાસ કહેવા લાગ્યા "કાવેરી રંગનાથ નામના દક્ષિણમા આવેલા પવિત્ર મંદિરમા તમે પૂજારી હતા અને ખાનજાદી જે તે વખતે પણ તમારી પુત્રી હતી તે પ્રભુસન્મુખ નૃત્ય કરતી હતી આમ તમે બન્ને સેવામા દિનગત ગાળતા પણ એક દિવસ રાજભોગના દર્શન થયા હતા તે વખતે તમે સેવામા હતા ને તમારી આ પુત્રી પ્રભુસન્મુખ નૃત્ય કરી રહી હતી, ત્યા એક વૈભવશાળી રાજા પ્રભુના દર્શન માટે આવ્યો તમે તે વખતે તેના વૈભવથી અંજાઈ સેવા છોડી રાજાની આગતાસ્વાગતા અને પ્રશંસા કરવા લાગ્યા અને તમારી આ પુત્રી નૃત્ય કરતી અટકી, રાજા સાથે હાવભાવ કરતી ઉભી રહી આમ સેવાના કાર્યમા વૈરાગ્ય બતાવી લૌકિક કાર્યમા પ્રેમ બતાવવાથી તમે પઠાનને ત્યા જન્મ્યા અને ખાનજાદી પણ તમારા ત્યા જ મી પણ પ્રભુ તો ભક્તવત્સલ કરુણાનિધાન છે તે તમે કરેલી સેવા કેમ વિસરી જાય! આથી તમને આ યોનિમા ભક્ત બનાવી વ્રજમા નિવસ કરાવ્યો આ તમારી પૂર્વ જન્મની કથા છે "

અલીખાન તથા ખાનજાદીને શ્રીગુસાંઈજીની ભૂતકાળ જાણવાની દિવ્ય શક્તિથી આશ્ચર્ય થયુ નહિ, કારણ કે તેમનામા તેમનો ગુરુભાવ તથા ઈશ્વરભાવ હતો વળી તે વિષે વધુ વિનતી કરતા પૂછ્યુ કે 'કૃપાનાથ ઈસ્લામ તો પુનર્જન્મ માનતો નથી જ્યારે આપણો ધર્મ તે વાત માને છે તેમા શુ રહસ્ય હશે ?"

શ્રીગુસાંઈજીએ કહ્યુ કે ' ઈસ્લામમા કયામતના દિવસે દરેકનો ન્યાય તોળાય છે તેની પાછળ કયો નિયમ છે તેની મને ખબર નથી પણ હિંદુ ધર્મ પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંતને માને છે જીવમાત્રને સંસારમાથી છૂટવાના બે માર્ગ છે—એક મર્યાદા માર્ગ અને બીજો કૃપામાર્ગ મર્યાદા માર્ગ પ્રમાણે ચાલનાર જીવ પોતાના

બુદ્ધિને સાગથી કરી શાસ્ત્રમા કહેના વિધાનો પ્રમાણે પોતાનો જીવન ગ્થ ચનાવે છે આ જીવનગ્થ ચલાવતા જે કર્ક ક્રિયા બને છે તેના ફેન રૂપે શુભ અશુભ અદૃષ્ટ ( આગામી–ભાવી ) ઉત્પન્ન થાય છે. અને તેના લીધે સસારચક્રમા વારવાગ દેખાવુ પડે છે.

પણ આ પુનર્જન્મની વાત જો જીવ સમજે તો તે પ્રગતિ તગ્ફ વળે કારણ કે પોતે જેવું કરે તેવું પામે એ નિયમ આ કર્મના સિદ્ધાતમા છે આથી પોતે સુખી દુખી, અપગ અધ, ગરીબ શ્રીમત, રોગી નીરોગી વગેરે અવસ્થાઓ ભોગવવા છતા તેને ખેદ કે અભિમાન થતુ નથી, તેમ જ બીજાને સુખી દેખી તેની તે અદેખાઈ પણ કરતો નથી પણ જે વગ્તુની તે અપેક્ષા રાખે ત વગ્તુ માટે સત્ય અને પ્રમાણિક યત્ન કરી તે આ જન્મે કે આવતા જન્મમા તે પ્રાપ્ત કરે છે આવી સમજણ ઉપર આ કર્મ ને પુર્જન્મનો સિદ્ધાત હોવાથી મુમુક્ષુ જીવ ભાવી જીવન માટે વિશેષ તકેદારી ગખી યથાસાધ્ય પુરુષાર્થથી શાસ્ત્રમા કહ્યા પ્રમાણે ચાને છે

જો પુનર્જન્મ થતો ન હોય તો જીવ જે ક્રિયા કરે છે તે રસ વગરની મનાય વળી પોતે સુખી દુખી, તવગર, ગરીબ, રોગી નીરોગી જે દશા ભોગવે છે તે અકસ્માત્ કે પ્રયોજનહીન છે એમ માનવુ પડે

અહી એટલુ યાદ રાખવુ કે કર્મ એ મુખ્ય નથી પણ જીવ કર્મ કરે છે તે મુખ્ય છે કારણ કે કર્મ જડ છે જ્યારે જીવ જે ચેતનરૂપ છે, તે કર્મને જેમ યોજે તેમ કર્મ બને છે ? જેમ આગગાડી જબરજસ્ત મહાકાય છે, છતા તે જડ હોવાથી એક નાની સરખી કીડી, દોડતી આવતી આગગાડીમાથી, પોતે પાટા ઉપગ્થી આઘી જઈ પોતાનો જીવ બચાવી શકે છે પણ આગગાડી તેને મારી શકતી નથી કારણ કે તેનુ કામ તો પાટા ઉપગ સીધા દોડવાનું

છે અને તે પણ સ્વય પ્રેરિત નથી—પરાણનથી છે. જ્યારે ક્રીડીમા સ્વય બુદ્ધિ નથી પ્રેરણા છે

આમ હોવાથી કર્મ કંઈ કરી શકતુ નથી પણ કર્મના કરનાર પોતાનુ ભાવિ કર્મદ્વારા નક્કી કરે છે. જો કે આ કર્મનું ખરેખર ફળ આપનાર ઈશ્વર છે. જે પોતે અપરિમિત શક્તિથી સર્વના ઉપર અનુગ્રહ કરે છે આ કર્મ ને પુનર્જન્મની વાત મર્યાદા માર્ગની છે

હવે બીજો માર્ગ કૃપામાર્ગ છે આ માર્ગમા કર્મ તો કરવાના છે, છતા પોતાની બુદ્ધિથી નહિ પણ પ્રભુપ્રેરણા મુજબ કર્મ કરવાના છે આ માર્ગે રહેલો જીવ સ્વય પોતે કોઈપણ કાર્ય આસક્તિ રાખ્યા વિના કરે છે. તે કોઈ કાર્ય સારુ કરે તો તેને અભિમાન થતુ નથી, નરસુ કાર્ય તેનાથી થાય તો તેને પસ્તાવો નથી, એટલે ઈશ્વરની અટપટી માયા સમજી ફક્ત ઈશ્વરમા ચિત્ત પરોવી ઈશ્વર જે કાર્ય કરવા પ્રેરે તે કાર્ય તે કરે છે પછી એક વખત પોતે દાનેશ્વરી બની હજારોને પોષે જ્યારે બીજી વખતે તે હરતે ફરતે હજારોને દાન આપતો તે હરને ઘરઘર ભીખ માગે તોયે તેના આત્માને તેથી કંઈ ક્ષોભ કે આનંદ થતો નથી કારણ કે તેવાને માટે કોઈપણ કાર્ય સારુ નથી તેમ જ ભૂંડુ નથી તેથી તે મૂક સાક્ષી બની દરેક કાર્ય કરે છે આવી જાતની સમબુદ્ધિ રાખવી જો કે ઘણી જ મુશ્કેલ છે છતા ભગવદીય જીવે આ બધુ જોવા છતા **ઈશ્વરેચ્છા બલીયસી** માની હમેશ નામ સ્મરણમા મસ્ત રહે છે આ નિયમથી તે મોક્ષ કે પુનર્જન્મની ઈચ્છા કરતો નથી પણ હર હમેશ ભગવદ્ ભક્તિ-સેવાની ઈચ્છા રાખે છે કારણ કે તેનો આત્મા નિત્યલીલાનો અનુભવ કરવા તલસી રહ્યો હોય છે. આવા જીવોને કર્મની કંઈ અસર થતી નથી તથા કર્મનુ ફળ પણ ભોગવવુ પડતુ નથી

આ ઉપરથી તમે સમજી શકશો કે આર્ય ધર્મમા બે માર્ગ પ્રભુને પામવાના છે. એક શાસ્ત્રમા કહ્યા પ્રમાણેનો—જેના પરિણામે જીવ ઉત્તમ કાર્યો કરે છે ને તેથી વર્તમાન અને ભાવિમા પોતાનુ શ્રેય સાધી શકે છે. આ શાસ્ત્રની રીત છે, જે કર્મના સિદ્ધાંતને લાગુ પડે છે. અને આ કાર્યકારણભાવના નિયમ પ્રમાણે પુનર્જન્મ થાય છે.

બીજો માર્ગ કૃપામાર્ગ–અનુગ્રહમાર્ગ–પુષ્ટિમાર્ગ જેનો સ્પષ્ટ ઉપદેશ શ્રીમહાપ્રભુજીએ કર્યો છે આમા કર્મ અને પુનર્જન્મના સિદ્ધાત હોવા છતા તેની અસર (અદષ્ટ અથવા ભાવિફલની) કંઈ નથી. કારણ કે 'કર્મ કરવામા ભગવદીય જીવને 'કોઈ 'જાતની અહંતા -મમતા હોતી નથી પણ પ્રભુ પર સર્વસ્વ સોંપી અનાસક્તિથી દરેક કર્મ કરે છે, ને પ્રભુનો અનન્યાશ્રય રાખે 'છે. આથી શ્રી મહાપ્રભુજી "**पृथक्शरणमार्गोपदेष्टा**" કહેવાયા.

અલીખાન અને ખાનજાદી શ્રીગુસાઈજી પાસેથી પુનર્જન્મ કર્મ અને કૃપામાર્ગની વાત સમજી બહુ ખુશ થયા અને વિચારવા લાગ્યા કે હિંદુધર્મમા જે પૂર્વાપર સંગતિ છે તેવી બીજા કોઈ પણ ધર્મમા નથી

આ અલીખાન ને ખાનજાદીના ગત જન્મ માટે પ્રાકટ્ય સિદ્ધાતમા શ્રીગોપાલદાસભાઈ લખે છે કે:

એક સેવક સાત્ત્વિક સ્વભાવનો, જ્હાં દક્ષિણમાં રંગનાથ,
કામનાયુક્ત કલેશ શું, મન વસ્યું વૈભવ સાથ (૧૪૮)
અપરાધીને અધમ વર્ણો, કરણ ભોગ્ય નિમિત્ય,
લૌકિક સુખ આપવા જેહ મોહાં નથી કાઇ ચિત્ત. (૧૪૯)
ભોગયોગ આસુરી તે, વહાજળ દીસે દેહ,
અભ્યંતર અતિ સ્વચ્છ કોમલ, પ્રભુ પરાયણ તેહ. (૧૫૦)

અન્યાશ્રય અંતરાય થયો મર્યાદ ભુક્ત અવતાર,
પ્રભુ પોતે પ્રતાપ બળે, તહાં કરી તેની આર (૧૫૧)
અધિકાર આપી ત્યાંહા રાખી સ્વચ્છ સ્થલ મહાવન,
દીનભાવે દેહ નિંદે, ભાગ્ય માને ધન્ય. (૧૫૨)
આસુરી ભાષામા તેહનું, અલીખાન અભિધાન,
આચાર્ય શું પ્રેમપૂરણ, પ્રિય ભગવદ્ ગુણગાન. (૧૫૩)

૮

ખાનજાદી હવે દિનપ્રતિદિન સેવારસિક બનતી ગઈ હતી. અહોરાત ભગવાન સાથેના સ્થૂલ ને સૂક્ષ્મ સબંધ સિવાય તેને હવે કઈ રુચતુ નહિ. સેવાના કાર્ય સિવાય તે બહાર પણ ભાગ્યે જ નીકળતી આવી પવિત્ર નારીને બીજી લૌકિક વૈદિક વસ્તુઓની અપેક્ષા પણ શાની હોય !

આમ અખંડ આનંદમા મગ્ન રહેતી ખાનજાદીથી ભગવાન એક વાર અતર્ધાન થયા તેમની બન્ને વચ્ચે વહી રહેલો સ્નેહપ્રવાહ આમ અચાનક અટકી જવાથી ખાનજાદી દિગ્મૂઢ બની ગઈ ને ભગવાન પોતાનાથી શા માટે અંતર્ધાન થયા તે માટે વિચારવા લાગી પણ તેને ખબર કઈ ન પડી તેણે મધુર સ્વર ગાઈ પ્રભુને સભારવા માડયા તેથી કામ ન પત્યુ એટલે આખમા પ્રભુના વિરહથી આસુ ઉભરાવા લાગ્યા ને દર્શન માટે કાલાવાલા કરવા લાગી, પણ એ નટરગનાગર નદાજીનો નદન એમ તે કેમ મનાય ! તેણે ખાનજાદી સાથે બોલવા–ચાલવાનુ બધ કર્યું એટલુ જ નહિ, બીજા પ્રકારના દર્શન દેવાનુ પણ તેણે બધ કર્યું. ખાનજાદીએ પ્રભુને વશ કરવા જુદા જુદા ઉપાયો કર્યા પણ તે સૌ નિષ્ફળ ગયા. આખરે તે રડતી અને પોતાના પલગ ઉપર પડી; તે સાથે

નક્કી કર્યું કે હવે પ્રભુ જ્યા સુધી સ્વયં ન બોલાવે ત્યા સુધી અન્ન-જલ ન લેવું તેમ જ આ પલંગ ઉપરથી પણ ન ઊઠવુ. આમ એક દિવસ થયો, બે દિવસ થયા-હવે પ્રભુ હાર્યા. ખાનજાદીનો દૃઢ નિશ્ચય દેખી તરત જ પોતે તેના મંદિરમા પધાર્યા અને પોતાનું ભકતવત્સલનું બિરદ સાચું પાડયુ. આ વખતે ખાનજાદીએ પૂછ્યુ કે "કૃપાનાથ એવુ શુ કારણ થયું કે આ દાસીને ટળવળાવો છો ?" ત્યારે શ્રીજીએ ઉત્તર આપ્યો કે : "સંયોગ કરતાં પણ પરમ ઉત્કૃષ્ટ ફલ જે નિઃસાધન દશામા પ્રાપ્ત થાય છે તે વિપ્રયોગરસનું દાન કરવા માટે હુ અદૃશ્ય રહ્યો હતો. બાકી હુ તારા પ્રેમને વશ છું. મારા દર્શન યોગીઓને દુર્લભ છે, તે હુ તારા જેવી ગોપીઓના તનક જેટલા માખણ માટે ઊભો થઈ થઈને નાચું છુ.

પ્રભુ અને ખાનજાદી વચ્ચે આમ રસવાર્તા ચાલે છે એટલામા અલીખાન અને તેની બીબી, દીકરી બે દિવસથી ભૂખી તરસી છે એમ ખબર પડતા, તેના મંદિરમા આવ્યા તે વખતે રાસવિહારી ખાનજાદીના અંતરાત્મા સાથે ઉર્ધ્વ જતા તારા માફક અદૃશ્ય થઈ ગયા. ને (આશરે સંવત ૧૬૩૫ માં) ખાનજાદીનું એકલુ ખોળાઉં —સ્થૂલ દેહ પલંગ ઉપર હતો. અલીખાન અને તેની પત્ની એકલુ ખોળાઉ જોતા, 'ઓ ખાનજાદી' એમ પોકારે છે, તે વખતે દૂર દૂરથી એક કીર્તન સંભળાય છે કે

ગોપી પ્રેમકી ધ્વજા,

જીનિ ગોપાલ કિએ અપને વશ, ઉરધરિ શ્યામભુજા. (૧)
શુક મુનિવ્યાસ પ્રશંસા કીની, ઉધો સંત સરાહી,
ભૂરિ ભાગ્ય ગોકુલકી વનિતા, અતિ પુનીત ભવમાંહી. (૨)
કહા વિપ્ર-ઘર જનમહિ થાયે, હરિ સેવા વિધિ નાહીં,
સોઈ કુલીન દાસ પરમાનંદ, જો હરિ સન્મુખ જાહીં. (૩)

ઇતિશમ્[1]

---

૧ રસિકહૃદયા ખાનજાદીના શ્રીઠાકોરજી શ્રીત્રિભંગીરાયજી મુંબઈમાં શ્રીગોવર્ધનલાલજી મહારાજને માથે બિરાજે છે.

## ત્યાગમૂર્તિ કુંજરી

હાટ માહિ હાટે રહી, ઉત્તમ વસ્તુ મગાય,
સસ્તો મોલ સુનાય નિત, અંગીકાર કરાય ૭૪૩
દુરત તાપ આઈસમે, પાયે દીનદયાળ,
પ્રાપ્તિ અલૌકિક કુંજડી, હરિજન નગ નિહાળ ૭૪૪
(મોહનમાળા)

કુંજરી જાતની મુસલમાન હતી તેથી ઈચ્છે તોયે વૈદધર્મમા પ્રવેશ કરી શકે નહિ આવા નવા ભક્ત માટે ભાગવત ધર્મના દ્વાર હમેશ માટે ખુલ્લા છે આથી વૈદિક ધર્મ કરતા ભાગવત ધર્મની રચના વિશાલ દૃષ્ટિથી થયેલી છે ભાગવત—ધર્મમા ભગવાન તરફ વળવા માટે ભગવત્સ્મરણ, ભગવદ પ્રાર્થના અને ભગવદ્ શરણાગતિને મુખ્ય સ્થાન આપવામા આવ્યુ છે તેમા શુદ્ધિ કે વિધિના કડક નિયમોને વિશેષ મહત્ત્વ આપવામા આવ્યુ નથી ગમે તે જાતિનો જન હોય જો તે શુદ્ધ મનથી ભગવાનની ભક્તિમા લાગે તો ભગવાન

તેના થાય છે એવું ભાગવત ધર્મનો મુખ્ય આદર્શ છે. આથી શ્રી ભાગવતમા કહ્યું છે કેઃ—"ગમે તેવી ભયંકર યોનિમા (સર્પ વ્યાઘ્ર વગેરે) જન્મેલો અથવા પરાધીન જીવ ભગવાનનું નામ ઉચ્ચારતા પાપ મુકત બને છે. કારણ કે ભગવન્નામથી ભય પણ ભય પામે છે." (પ્રથમ સ્કંધ અ. ૧ શ્લો. ૧૪.) આ માટેનો શ્રીમતી ગીતાજીનો નીચેનો શ્લોક બહુ જાણીતો છે. "હે પાર્થ, મારો આશ્રય કરનાર, પાપીષ્ટ હોય, સ્ત્રીઓ, વૈસ્યો તથા શૂદ્રો હોય તો પણ તેઓ પરમ ગતિને પામે છે." (અ. ૯ શ્લોક ૩૨)

આજ શ્લોકોનો વિસ્તાર શ્રીમદ્ ભાગવતમાં આ રીતે કરવામાં આવ્યો છે: "કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, આભીર, કંક, યવન અને ખસ વગેરે અને બીજા પાપીઓ જેના આશ્રયથી શુદ્ધ થાય છે તેવા ભગવાનને નમન હો." (દ્વિતીય સ્કંધ અ. ૪ શ્લો. ૧૮)

આવા પ્રકારની શુદ્ધિ સર્વોદ્ધારક ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર દ્વારા સિદ્ધ થઈ (**सर्वोद्धारप्रयत्नात्मा कृष्णः प्रादुर्बभूवह।**) (તત્ત્વદીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણના પ્રકાશનો પ્રથમ શ્લોક)

તેથી શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીમા કહે છે કે —

ये भक्ताः शास्त्ररहिताः स्त्रीशूद्र द्विज बन्धवः।
तेषामुद्धारकः कृष्णः स्त्रीणामत्र विशेषतः॥
દશમ સ્કંધ અ. ૨ની કારિકા શ્લોક ૩૪રૂ

જે ભકતો શાસ્ત્રથી વંચિત છે તે, સ્ત્રીઓ, શુદ્રો અને જે સંકર જાતિના છે તેમના ઉદ્ધારક કૃષ્ણ છે ને તેમા પણ ખાસ કરીને સ્ત્રીઓના.

આમ ભાગવત ધર્મમાં જાતિભેદને સ્થાન નથી. શ્રીમહાપ્રભુજીએ પોતાના ગ્રંથોમા આ વિષે સ્પષ્ટ કહ્યુ છે, કે વર્ણ જાતિ વગેરે

બાહ્ય ધર્મ છે, તેથી તેનું ધર્મ તરીકે ગૌણ સ્થાન છે જ્યારે ભગવદ્ ભક્તિ એ સર્વ જીવ માત્રનો આંતર ધર્મ છે અને તે જ મુખ્ય છે માટે મુખ્ય ધર્મ ખાતર બીજા લૌકિક વૈદિક ધર્મોની ઉપેક્ષા કરવામાં આવે તે અહિતકર નથી આ દષ્ટિ શ્રીમહાપ્રભુજીની છે તે દષ્ટિનો અમલ શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુએ ધર્મપ્રચાર વખતે પૂર્ણ રીતે કર્યો હતો તેમના આવી જાતના પ્રચારથી અને સવર્ણ, અવર્ણ, યવન વગેરે જાતિઓ મોટા સમુહમાં પુષ્ટિમાર્ગમાં દાખલ થઈ હતી ને તેમાથી કેટલાક ઉત્તમ કવિઓ તથા પંડિતો પણ થયા છે

વળી મુસલમાનોમાથી કેટલાક મુરલીમો આ સંપ્રદાયના સેવક થયેલા અને તેમના ત્યાં બીજા વૈષ્ણવો પેઠે સ્વરૂપ સેવા પધરાવવામાં આવી હતી વળી તેમનામાથી રસખાનજી, અલીખાન પઠાણ, ધોંધી તાનસેનજી, તાજબીબી વગેરે સાન કવિ તરીકે પ્રસિદ્ધ છે આપણી આ વાર્તાની નાયિકા કુંજરી પણ મુસ્લીમ સ્ત્રી હતી તેણે જે રીતે પુષ્ટિમાર્ગમાં સ્થાન મેળવ્યું છે તે રીત અદ્ભુત અને સંપૂર્ણ આત્મ સમર્પણની નવી પદ્ધતિ છે આવી જાતની પદ્ધતિ, ભગવદ્ ભક્તિને પામવા માટે નવો રસ્તો ચીંધે છે ને જીવનમાં ત્યાગનું કેવું અનેરું સ્થાન છે તેનો નિર્મલ ખ્યાલ આપે છે

૨

કુંજરી એક સામાન્ય ઘરની મુસ્લીમ સ્ત્રી હતી તે સરકારી ને સામા માણસની લાગણી સમજવામાં ચતુર હતી આર્થિક રીતે તેની સ્થિતિ સામાન્ય હતી તે લગભગ ચાલીસ વર્ષની હતી તેનો પતિ ન હતો એટલે તે વિધવા હતી ને તેને સંતાન પણ ન હતા છતા તેનું સગા સંબંધીનું જુથ સારું હતું તેનું વતન નૌરંગાબાદ હતું જે સંયુક્ત પ્રાંતમાં આવેલ છે

એક દિવસે તેને કંઈ કામ પ્રસંગે આગ્રા જવાનું થયું. આગ્રા નૌરંગાબાદથી ઠીક ઠીક દૂર હતુ ઘેરથી તે અડદની દાળને ગરમ ગરમ રોટલી ખાઇ નીકળી હતી ગ્રીષ્મઋતુ હતી તાપ પણ પુષ્કળ હતો આથી રસ્તામા તાપથી તે બહુ અકળાવા લાગી. રસ્તામા જંગલ ને પાણી પીવાની કંઈ સગવડ ન મળવાથી તે ચાકીપાકી તૃષાની પીડાથી એક ઝાડ તળે બેસી ગઈ અહી તેનો જીવ તરસને લીધે અકળાવા લાગ્યો

એટલામા ત્યાથી વૈષ્ણવોનો સંઘ નીકળ્યો.

આ સંઘ શ્રીનાથજી (શ્રી ગોકુળ ગિરિરાજ) તરફ જવા નીકળ્યો હતો આ સંઘ વચ્ચે શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુના બીજા પુત્ર શ્રીવિઠ્ઠલપ્રભુ બિરાજતા હતા તેઓ રસ્તામા ભગવદ્ કીર્તન કરાવતા વચ્ચે વચ્ચે વૈષ્ણવોને સુબોધ મળે એવા વચનામૃતનુ પાન કરાવતા, ભગવાન શ્રીકૃષ્ણના જીવન પ્રસંગો વર્ણવતા અને ધર્મને માર્ગનો સર્વોત્કર્ષ કેમ થાય તે વિષે પણ વિચાર વિનિમય કરતા પધારતા હતા સંઘ આવા અલૌકિક પ્રસંગોથી વિહાર કરતો જેની કુંજરી જયા પડી હતી તે રસ્તા ઉપર આવ્યો એટલે તેમાના એક વૈષ્ણવની નજર આ સ્ત્રી ઉપર પડી તેણે તેની પાસે જઈને જોયુ તો એક યવન સ્ત્રી હાથપગ લાગાડુકી કરતી હતી જીભ વારવાર બહાર કાઢતી હતી ને શ્વાસ જોરથી લેતી હતી આ ઉપરથી તે તરત જ સમજી ગયો કે આ સ્ત્રી જલ પીના તરફડે છે ને થોડા વખતમા જલ પીના નહિ મળે તો તૃષાથી તેનો જીવ જશે, આથી તેના હૃદયમા દયા આવી તેણે વિચાર્યુ કે સંઘ સાથે તો જલ નથી પણ શ્રીની ઝારીમા જલ છે, પણ આ બાઈ અસુર લાગે છે તેથી તે જલ માટે શ્રીગુસાઈજી ને આ વાત કેવી રીતે કહેવાય? જો વાત કરુ છુ તો તેઓ સ્વભાવથી પરમ દયાળ છે તેથી તેમના આત્મામા અપાર દુ ખ થશે પણ તેઓ પ્રભુની ઝારીનુ જલ કેવી

રીતે આપી શકે? અને તેમને વાત ન કરુ તો મારુ વૈષ્ણવ લાજે કારણ કે દરેક જીવમા ભગવાન બિરાજે છે તેથી તૃષાથી ત ડ એક સ્ત્રીને જોના છતા તેને મરવા કેમ દેવાય? આથી તેણે જરા હિમ રાખી શ્રીગુસાઈજી ને કહ્યુ કે "મહારાજ અહી પેલા વૃક્ષ નીચે સ્ત્રી પડી છે તે અમુક છે અને જલ વિના તરફડે છે" ત્યા શ્રીગુસાઈજીના રોમે રોમમા અપાર કરુણા વ્યાપેલી હોવાથી ત જ તેને ઝારીનુ જલ પાના કહ્યું, ત્યારે પેલા વૈષ્ણવે કહ્યુ "કૃપાનાથ! બાઈ જાતની યવન છે તો ઝારીનુ જલ કેવી રીત પ ઈ શકુ?" ત્યારે શ્રીગુસાઈજીએ કહ્યુ કે "જલ સુખથી પાએ તેમા કઈ બાધા નાહી" ત્યારે તે વૈષ્ણવે ઝારીથી તે કુજરીન મુખમા જલ રેડયુ ઠડ હીમ જેવુ સુગધી મિષ્ટ જલ તેના મુ વાટે જ્યા નીચે ઉતર્યું ત્યા તેની અકળામણ શાત થઈ ને તે ધી ધીમે સાવધાન થવા લાગી જ્યારે તે શુદ્ધિમા આવી એટલે સ પણ આગળ ચાલવા માડયો

હવે કુજરી પણ સાવધાન થઈ એટલે ત પણ ઉઠીને સ ઘની પાછળ પાછળ ચાલવા માડી રસ્તામા પેલા વૈષ્ણવે શ્રીગુસાઈજીને વિનતી કરી કે 'કૃપાનાથ આપણે ઉચ્ચ જાતિના છીએ તેનાથી શ્રીની ઝારીનુ જલ આ બડી જાતની બાઈને કેવી રીતે અપાય?

ત્યારે શ્રીગુસાઈજીએ કહ્યુ કે 'સૌના દેહમા ભગવાન છે એટલ તમે ને ઉ ચ નથી ને તે સ્ત્રી નીચ નથી આપણો ધ ભગવાનના અનુગ્રહનો છે અને અનુગ્રહ ક્યા જીવ ઉપર થા એ તો ભગવાન જ જાણે એટલે દૈવી જીવ કોણ ને ક્યા તે સર્વ સમર્થ પ્રભુ વિના કોણ જાણી શકે? આ જગત એ ભાગવ રૂપ છે, જીવો એ ભગવાનના ચેતન અશ છે એમ જોવુ અને દરેક હૃદયમ સચ્ચિદાનદ સ્વરૂપ શ્રી કૃષ્ણ બિરાજે છે એવી ભાવના રાખી જીવમાત્રનુ કલ્યાણ ઈચ્છવુ ને કોઈનો પણ દ્રોહ ન કરવો"

શ્રીમદ્‌ભાગવત એકાદશ સ્કંધમા કહ્યુ છે કેઃ–

विसृज्य स्मयमानान् स्वान् दृश क्रीडा च दैहिकीम् ।
प्रणमेद् दण्डवद् भूमावाश्व चाण्डालगोखरम् ॥
यावत्सर्वेषु भूतेषु मद्भावो नोपजायते ।
तावदेवमुपासीत वाङ्मनः काय वृत्तिभिः ॥

(અ ૨૯–શ્લોક ૧૫–૧૬.)

"પોતાનુ માન અભિમાન, દેહની દૃષ્ટિ ને શરમ છોડી દઇને અશ્વ, ચાડાલ, ગાય અને ખરને દડવત પ્રણામ કરવા. જ્યા સુધી સર્વ પ્રાણીમા મારો ભાવ (ભગવદ્‌ભાવ) ઉત્પન્ન ન થાય ત્યા સુધી વાણી, મન અને કાયાના કર્મથી આ પ્રમાણે ઉપાસવુ "

ત્યારે પેલા વૈષ્ણવે વિનતી કરી કે, "કૃપાનાથ આ તો સર્વ પ્રાણીમા ભગવાનનો ભાવ જેને સિદ્ધ હોય તેની વાત છે ને? એવાઓની વાત શી કરવી?

ત્યારે શ્રીવિઠ્ઠલેશ્વરે કહ્યુ કે અહી તો **यावत्सर्वेषु भूतेषु मद्भावो नोपजायते** એટલે જ્યા સુધી સર્વ પ્રાણી વિષે ભગવાન બિરાજે છે અથવા સર્વ પ્રાણીમા ભગવાન છે, એવો ભાવ ઉત્પન્ન ન થાય ત્યા સુધી ઉપાસવાનુ લખ્યુ છે એટલે જેઓ અધકચરા ને સસારાસક્ત જીવો છે તેમણે પણ વૈષ્ણવ થવા માટે ઉપર પ્રમાણે માન અપમાન છોડી સર્વ જીવો તરફ પ્રેમ દૃષ્ટિ દાખી સહુમા શ્રીકૃષ્ણનુ સ્વરૂપ જોવા પ્રયત્ન કરવો જે લોકો આ વસ્તુ નથી સમજતા તેમનો ધર્મ આચારમા પૂર્ણ થાય છે ખરી રીતે જેના વડે સર્વત્ર પરમાત્માનું દર્શન થાય તે જ ધર્મ–વિશ્વધર્મ કહેવાય આથી ગીતાજીમા કહ્યુ છે કે "વિદ્યા અને વિનય સપન્ન બ્રાહ્મણમા, ગાયમા, હાથીમા, કૂતરામા અને શ્વપાકમા પડિતો સમાન દૃષ્ટિ રાખે છે" (અ ૫ શ્લો. ૧૮)

આમ અનેક પ્રસંગો ચાલતા ચાલતા સંઘ આગળ ને આગળ ચાલ્યો જતો હતો. કુંજરી પણ આ સંઘ પછાડી આ બધી વાતો સાંભળતી સાંભળતી ચાલતી હતી. તેના મુખમાં પ્રસાદી જલ જવાથી તેની બુદ્ધિ નિર્મળ થઈ હતી. તેનામાં સારાસાર વિવેક શક્તિ જાગૃત થઈ હતી. હવે તો વાટમાં શ્રીગુસાંઈજીનું સ્વરૂપ તેના જોવામાં આવતું હતું. તે સ્વરૂપ તેને અલૌકિક તેજ ભર્યું રૂપ રૂપના અંબાર સમું લાગ્યું ને તેને હવે ખ્યાલ આવવા લાગ્યો કે હિંદુઓના દેવ કૃષ્ણ કન્હૈયાનું સ્વરૂપ આવું હશે. હવે તેણે આગ્રા જવાનું માંડી વાળ્યું ને સંઘ જ્યાં જાય ત્યાં જવાનું નક્કી કર્યું. સંઘ કેટલાક દિવસે શ્રીગોકુલ પહોંચ્યા. કુંજરી પણ શ્રીગોકુલ આવી અને જે વૈષ્ણવે તેને જલ પાયું હતું તેના ઘર આગળ રહી. આ વૈષ્ણવનું ઘર એવા ઠેકાણે હતું કે ત્યાંથી તે શ્રીગુસાંઈજીના દર્શન કરતી અને વૈષ્ણવો જે મહાપ્રસાદ આપે તેનાથી જીવન નિભાવતી.

o

આમ દિવસો ઉપર દિવસ નીકળવા લાગ્યા. એક દિવસ તેને દિવ્ય દૃષ્ટિ લાધી અને તે વિચારવા લાગી કે હું કંઈ ભગવદ્ સેવા કરું તો સારું ? પણ સેવા કેવી રીતે કરવી ? અને સેવા માટે તેને મંદિરમાં પેસવા પણ કોણ દે ? તેથી તે ઘણી મૂંઝાવા લાગી, પછી એક દિવસ જે વૈષ્ણવે તેના મુખમાં જલ રેડ્યું હતું તેને એકાંતમાં બોલાવી આ વિષે પૂછ્યું કે "તમે મોટા ભગવદીય છો, કૃપાપાત્ર છો અને હું તો મહામૂઢ અજ્ઞાની છું, તેથી અસુર થઈ જન્મી છું, પણ તમારા કૃપાથી ને જતનથી મને શ્રીગુસાંઈજીના દર્શનની લગની લાગી છે. તેમના સમાન હું કોઈને જોતી નથી. તેઓ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ છે." પછી તે કુંજરી બે હાથ જોડીને તેમના પગમાં પડીને કહેવા લાગી કે 'આ દેહ અને મારી પાસે જે કંઈ દ્રવ્ય છે તે ભગવદર્થ કેવી રીતે વપરાય તે રસ્તો બતાવો.' ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે — બહેન, તારો દેહસંબંધ ખોટો છે તેથી

તારો વિચાર પાર પડવો મુશ્કેલ છે. પણ ભગવદિચ્છાથી મને સૂઝે છે તે હું તને કહું છું. કદાચ આ રસ્તે શ્રીગુસાંઈજી તારા ઉપર કૃપા કરશે. તું અહીં એક શાક મેવાની હાટ માંડ, ને રોજ નવા નવા ઉત્તમ મેવા શાક વગેરે લાવ. તે વસ્તુઓ તું સારી રીતે સંભાળીને રાખજે કારણ કે તે બધી પ્રભુના અંગીકાર માટેની છે આથી અપવિત્ર જણ કે વસ્તુનો સ્પર્શ તેને ન થાય તે સંભાળજે. વળી મુખમાથી થૂંક વગેરે ન પડે તેની પણ કાળજી રાખજે. ને શાક વગેરે હંમેશા સારા જળથી, હાથ ધોઈને ચોખ્ખા જળથી સ્વચ્છ રાખવા, પછી તે શાક વેચવું આમાં વિવેક રાખવો બીજા કોઈ તારી દુકાને શાક મેવા લેવા આવે તો તેની વ્યાજબી નફા સાથે કિંમત બતાવવી; જેથી બહુ મૂલ્ય પડવાથી તેઓ લેવા આવતા બંધ થશે. પણ શ્રીગુસાંઈજીનો માણસ શાક વગેરે લેવા આવે ત્યારે અડધી કિંમત બતાવીને, ઉત્તમ વસ્તુ આપવી આથી લેવા આવનાર માણસ તારા ત્યાંથી શ્રીગુસાંઈજી માટે મેવા વગેરે લેવા નિત્ય આવશે. આ રીતે તારો દેહ મન ને દ્રવ્ય ભગવદંગીકાર થશે."

કુંજરીએ આ વૈષ્ણવની વાત સાંભળીને વિચાર્યું કે આ રસ્તો સારો છે ને તે દ્વારા શ્રીગુસાંઈજીનો સાક્ષાત્ સંબંધ થશે એ સિવાય બીજી રીતે મને શ્રીગુસાંઈજીનો પ્રત્યક્ષ મેળાપ થવો અશક્ય છે.

પછી કુંજરી નૌરંગાબાદ ગઈ ને પોતાની જે વસ્તુ હતી તેની રોકડ કરી તો હજાર રૂપિયા થયા તેણે તેના સઘળા સગાવહાલાને મળીને કહ્યું કે મારું મન હવે અહીંથી ઊઠી ગયું છે તેથી બીજે જાઉં છું. મારી કોઈ જાતની ફિકર કરશો નહિ એમ કહી તે શ્રીગોકુળ આવી ને તેણે શાકમેવાની દુકાન કરી

અહીં કુંજરીની દુકાને નવા નવા ઘણાકો મેવો વગેરે ખરીદવા આવતા ત્યારે કુંજરી પેલા વૈષ્ણવની શિખામણ પ્રમાણે યોગ્ય કિંમત બતાવતી પણ શ્રી ગુસાંઈજીના મંદિરમાંથી મેવો શાક લેવા

માણસ આવતો ત્યારે અડધી કિંમત બતાની ઉત્તમ વસ્તુ આપતી આમ હમેશ તે માણસ કુંજરી પાસે શાક સામગ્રી ખરીદી જતો. આમ દરરોજ ઉત્તમ ને તાજું શાક ને મેવો આવતા જોઈ શ્રીગુસાંઈજીએ પોતાના માણસને એક દિવસે પૂછ્યુ કે "દરરોજ મેવા શાક આટલા સ્વચ્છ, તાજા ને ઉત્તમ કોણ આપે છે? તેની ન્યોછાવર શી આપો છો?" ત્યારે તેણે કહ્યુ કે "એક પરદેશી બાઈ અહીં આવી છે. તેનુ નામ કુંજરી છે. તેણે હમણા નવી મેવા શાકની દુકાન ખોલી છે. તે બહુ ભલી ને મીઠાબોલી છે તે દરરોજ નવી નવી શાક સામગ્રી પોતાની દુકાને લાવે છે. કેટલીક વસ્તુઓ તો દૂર દૂરના પ્રદેશમાંથી ખોજ કરીને મંગાવે છે આટલી ઉત્તમ વસ્તુ આપવા છતા મૂલ્ય પણ ઓછું લે છે તે બહુ પ્રામાણિક છે.

શ્રીગુસાંઈજી આ વાત સાંભળી ખુશ થયા. તેમણે શ્રીયમુનાજી પધારતા ઘણી વખત આ બાઈને જોઈ હતી પણ તે સિવાય તેનો સીધો પરિચય કર્યો ન હતો

વર્ષ ઉપર વર્ષ જવા લાગ્યા. આમ કોઈને પણ ખબર ન પડે તેમ મધળુ દ્રવ્ય ભગવદ્ સેવામાં તેણે વાપરી દીધુ આમ સર્વ ત્યાગ પૂર્વક આત્મ સમર્પણ કર્યું હવે દ્રવ્ય પણ ખૂટી ગયુ, તેથી આ રીતની તેની એકની એક ભગવદ્ સેવા પણ છૂટી હવે તેના અંતરાત્મામાં બહુ દુખ થવા લાગ્યુ. તે ઘણી વખત બબડતી કે મારાથી હવે કશી ભગવાનની સેવા બનતી નથી 'તેથી હવે દેહ છૂટે તો ભલી" આમ તાપ કલેશ દિન ને રાત કરે. કોઈ વૈષ્ણવ શાક મેવા લેવા આવે તો કહે કે ભાઈ, નથી, એમ કહી રડી પડતી આમ તેનો ભગવદ્ સંબંધી વિરહ તાપ દિન પ્રતિદિન વધવા લાગ્યો વિરહ તાપથી ખાન પાન પણ ઘટયુ. તેથી દેહ ક્ષીણ તથા અશક્ત થવા લાગ્યો.

આ તરફ શ્રીગુસાંઈજીએ પોતાના માણસને પૂછ્યું કે હવે પ્રથમ જેવાં મેવા, શાક કેમ નથી આવતાં? ત્યારે પેલા માણસે કહ્યું કે જેના ત્યાંથી શાક મેવો હું લાવતો તે કુંજરી ભલી બાઈ છે. હમણાં તો તે મરવા પડી છે. તેનો સઘળો પૈસો દુકાનમાં ખરચાઈ ગયો એમ લોકો વાતો કરે છે. હવે તે બે ચાર દિવસ જીવશે કે કેમ? એ સવાલ છે. વળી જ્યારે હું આપનું નામ લેતો ત્યારે તે કુણુંક મોઢું હસીને ઉત્તમ વસ્તુ આપતી?"

આ વાત સાંભળી શ્રીગુસાંઈજી મનમાં વિચારવા લાગ્યા કે બહુ રત્ના વસુંધરા જગતમાં બહુ રત્નો છે તેના ઝવેરી તેની પરીક્ષા કરે. ઘણા વૈષ્ણવો મારા છે. જેઓ બ્રહ્મસંબંધમાં બધુ ભગવાનને સમર્પણની પ્રતિજ્ઞા કરે છે પણ તેમની અહંતા મમતા તેમાંથી છુટતી નથી. જ્યારે આ છે તો યવન, લોકની દૃષ્ટિએ નીચ જાતિમાં જન્મેલી. તેણે નથી પ્રાપ્ત કીધું બ્રહ્મસંબંધ છતાં પરોક્ષ રીતે તેણીએ કેવી સરસ રીતે ભગવાનની સેવા કરી? આવો મૂકત્યાગ સર્વ સમર્પણ લાખોમાં કોઈ જ કરી શકે. તેણીએ કોઈને હું સેવા કરું છું એમ પણ જણાવ્યું નથી. લોકો તો તેને વહેપાર કરતી એટલે મૂલ્ય લઈ વસ્તુ આપનાર તરીકે સામાન્ય માણસ સમજે છે. પણ ખરું જોતાં તેનો ત્યાગ, તેનું સમર્પણ પૂર્ણ છે.

આમ વિચારી રાજભોગથી પરવારી શ્રીયમુનાજી જવાના મિષે તેની હાટ પાસે આવ્યા, તો લોકોની ભીડ હતી. આથી તેમણે લોકોને પૂછ્યું કે "આ ભીડ શેની છે?" ત્યારે એક વૈષ્ણવે કહ્યું કે "જે શાક મેવા સરસ વેચતી હતી તે કુંજરીની આ હાટ છે. તે માંદી અને અશક્ત છે. હવે તે થોડા વખતની અહીંની મેમાન છે. તેને જોવા લોકો ભેગા થયા છે."

આ વાત સાંભળી શ્રીગુસાંઈજી તેની દુકાન પાસે પધાર્યા, ને ભીડ દૂર કરી. કુંજરીએ શ્રીગુસાંઈજીને જોતાં ચરણ પકડી લીધા ને

તેમના ચરણમાં પોતાનું મસ્તક ધરવા લાગી કે "જો મહારાજ મેરે ઈન ચરણન બિના ઓર આશ્રય નાહી, ઓર ઠૌર નાહી. સો આપ ઈશ્વરસે, બડે હો, સર્વ જાનત હો, જો યાંકે સાચ હૈ કે નાહીં. અંતર્યામી સો તો મનકી સબ જાનોગે ઓર અબ મુખતે કહા કહો પરી મેરી લાજ અબ આપકે હાથ હૈ. પાછો ભલી જાનો સો કરો × × × જો મેરા દેહ સંબંધ ધનો નીચ હૈ. તાતેં ઘણી કહા કરેં, એમ કહી કુંજરી રોવા લાગી ને પાછી બોલવા લાગી. "જો અબ મોતે કછુ બની આવે નાહીં તાતે અબ યહ દેહ છૂટે તો ભલી હૈ."

આમ તેની ગદ્‌ગદ્‌ વાણી સાંભળી શ્રીગુસાંઈજીનું હૈયું ભરાઈ આવ્યું. ને તેને સાંત્વના આપવા લાગ્યા ને કહ્યું કે "પ્રભુ સર્વ સમર્થ છે. તે તારા બધા મનોરથ જાણે છે. માટે હવે તું કોઈ વાતની ચિંતા ન કર. આમ કહી તેના કાનમાં અષ્ટાક્ષર મંત્ર સંભળાવ્યો. પછી શ્રીનાથજી અને પોતાનું પ્રસાદી જલ તથા માલા એક વૈષ્ણવ પાસે મંગાવી તેને આપી ને બહુ વાર સુધી તેના આત્માને શાંતિ મળે તેમ આશ્વાસન આપી આપશ્રીયમુનાજી પધાર્યા.

અષ્ટાક્ષર મંત્ર સાંભળતાં તથા ચરણોદક ને માળા ધારણ કરતાં તેને ભગવાનની મધુર લીલાનાં દર્શન થવા લાગ્યાં ને શ્રી સ્વામિનીજી, શ્રીકૃષ્ણ ને ગુસાંઈજીને એક રૂપે જોવા લાગી. આવા વિપ્રયોગ સંયોગનો અનુભવ કરતાં તેનો દેહ છુટ્યો.

જ્યારે તેના દેહ છુટવાના સમાચાર શ્રીગુસાંઈજીને ગહ્યા ત્યારે તેના દેહના ભલીભાંતિ સંસ્કાર કરાવ્યા. ને શ્રીમુખથી બોલ્યા કે "અબ યાકું કછુ રહી નાહી, અલૌકિક મેં પ્રાપ્તિ ભઈ."

ધન્ય છે આ કુંજરી ભક્તને, જેણે પોતાનું સર્વસ્વ સમર્પણ, પરોક્ષ રીતે કરી ત્યાગનો ઉત્તમ સેવામાર્ગ દેખાડ્યો, અને વંદન

છે પરમકૃપાળુ પ્રભુચરણ શ્રીવિઠ્ઠલેશ્વરને જેમણે પુષ્ટિમાર્ગમા નિસાધન જીવોને કોઈપણ જાતના ભેદભાવ વિના પ્રભુ ની સેવામા પ્રેર્યા. ખરેખર, આ એક જ એવો માર્ગ છે કે જેમા ભક્ત ત્યાગ કરતા છતા કોઈ તેને જાણી શકતું નથી સર્વનો ઉદ્ધાર કરતા છતા તેના વૈદિકપણામા ખામી આવતી નથી વિરુદ્ધ ધર્માશ્રય લીલા નૈષ્ફિયનો અચ્છો ખ્યાલ આ માર્ગ સિવાય બીજે ક્યાથી પ્રાપ્ત થાય? બાકી વૈદિક ધર્મની નીતિ મુજબ તો યવન ઓના સ્પર્શથી અમુક સ્નાનાદિક ફરી શુદ્ધિ કરવી પડે તો જ વેદધારી બ્રાહ્મણ શુદ્ધ થાય જ્યારે તે પોતે જ બીજાથી અશુદ્ધ થાય ત્યારે સેવક તો કેવી રીતે કરી શકે? આથી પરમાનંદદાસજી વગેરે ભક્તો કહે છે કે

જાતિ પાતિ પૂછે નહિ કોઈ, હરિકો ભજે સો હરિકો હોઈ

જાતિને ભક્તિમાર્ગમા કોઈ પૂછતુ નથી હરિને ભજે તે ભગવાનનો થાય છે મહદ્ભક્ત શ્રીકલ્યાણભટ્ટજી આ વાત સ્પષ્ટ કરતા કહે છે કે,

नाहं विप्रो न च नरपतिर्नापि वैश्यो न शुद्रो
नो धावर्णी न च गृहपतिर्नो वनस्थी यतिर्नो ।
किन्तु प्रोद्यन्निखिल परमानंद पूर्णामृताब्धे —
गोपी भर्तुं पदकमलयोर्दासदासानुदासः ॥

હું બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય શુદ્ર નથી તેમજ હુ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, કે સન્યાસી નથી પરંતુ હુ તો નિત્ય ઉછળી રહેલા પરમાનંદરૂપી પૂર્ણ અમૃત સાગર એવા શ્રીગોપીજન વલ્લભના બે ચરણકમલના દાસાનુદાસનો દાસ છુ.

## તાનનમણિ તાનસેન

પ્રભુ આયસુ છોડે અમલ, કરત રહે નિત પાન;
કરન લગે જબ કીર્તન, ફીકો લાગ્યો તાન. ૧૫
ધાર્યો અમલ સદીવકો, આજ્ઞા પરમકૃપાળ;
તાનસેન કે કીર્તન સુનિ, રીઝે નંદલાલ. ૧૫

મોહનમાળા

૧

ભગવાન, જગત અને સંસાર આ ત્રણને વૃક્ષનું રૂપક આપવામાં આવ્યું છે. આ ત્રણ વૃક્ષોમાંથી જીવ ગમે તે એક વૃક્ષના આશ્રયે રહે છે. જીવ ભગવાનથી જુદો પડી જગતવૃક્ષમાં રહે છે, તેમાંથી લપરી સંસારવૃક્ષ પાસે જાય છે. અહીં જો તેની ઉપર ભગવદ્દયા હોય તો પોતાના લીલાવૃક્ષમાં ભગવાન જીવને ખેંચે છે. આ વિષેની સ્પષ્ટતા ગીતાજીમાં નીચે પ્રમાણે છે.

ગીતાજીમાં જગતને અશ્વત્થની ઉપમા આપી છે. અશ્વત્થ એટલે આવતી કાલે જે રહી શકે નહિ તે અર્થાત્ અત્યંત અનિત્ય. આ અત્યંત અનિત્ય જગતને તેથી પ્રપંચ નામ આપવામાં આવ્યું છે. આ પ્રપંચ વૃક્ષનું મૂળ ભગવાન હોવાથી (અક્ષરબ્રહ્મ) તેને ઉર્ધ્વમૂલ કહેવાય છે. આ ઉર્ધ્વમૂલવાળું વૃક્ષ નીચી શાખાઓ અને પાંદડાંઓથી વિકાસ પામે છે. અહીં શાખા એટલે અગણિત જીવો ને પાંદડાં એટલે વેદના છંદો. જેમ ઘટાદાર વૃક્ષને આશ્રયે જનાર દાઝેલો, થાકેલો જીવ શાંતિ મેળવે છે તેમ જે જીવ ભરપૂર છંદો વાળા વેદનો આશ્રય કરે છે તે શાંતિ ને સુખ પામે છે.

આ પ્રમાણે પ્રભુથી જે જીવ વિખૂટા પડે છે, ને વેદદ્વારા પાછા અક્ષરબ્રહ્મમાં લીન થાય છે, તેઓ મહાભાગ્યશાળી છે, કારણ કે એ સ્વાભાવિક ક્રમ છે. શ્રીભાગવતમાં હર્ષશ્રી ને સબલાશ્રી તત્ત્વધ્યાનથી બ્રહ્મને પામ્યાના આ પ્રકારના દાખલા છે.

પણ તે પ્રમાણે બ્રહ્મમાં લીન ન થનારા જીવો હવે ઉત્તમ, મધ્યમ અને અધમ કર્મ કરનાર બને છે. તેથી તેવા જીવો સત્ત્વ, રજ, અને તમ એ ત્રિગુણાત્મક પ્રકૃતિમાંથી પોષણ મેળવી વૃદ્ધિ પામે છે. આ ત્રિગુણાત્મક પ્રકૃતિદ્વારા શબ્દ સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયપાંદડાં ફૂટે છે. આ કર્મ, પ્રકૃતિ અને વિષયોથી પુષ્ટ થતું વૃક્ષ આ લોકમાં વાસનારૂપી મૂળિયાં નાખે છે. જે મૂળિયાંનું પોષણ અહંતા મમતાવાળા સંસારથી થાય છે. હવે ઉર્ધ્વ મૂળવાળું વૃક્ષ અધો મૂળવાળું બને છે. ઉર્ધ્વમૂળવાળા વૃક્ષનું જીવનતત્ત્વ બ્રહ્મ હોય છે જ્યારે અધો મૂલવાળા વૃક્ષનું જીવનતત્ત્વ સંસાર બને છે. તેથી પાપ, પુણ્ય અને જન્મ–મરણના ચકાવામાં જીવ પડે છે.

આ ચકાવામાં વિદ્યા, ધન, સત્તા અને કુલનો મદ પેસે તો તે વજ્રલેપ બને છે. આ ચારમાંથી એક મદ જીવને થાય તો તે અવગતિ પામે તો આ ચાર પ્રકારના મદવાળાનું તો શું કહેવું?

પવિત્ર ફકીર તેમના ત્યાં અચાનક આવ્યો. તેમની પાસે આ દંપતીએ લાંબા આયુષ્યવાળું દીર્ઘજીવી સંતાન થાય એવી આશીષ માગી. ફકીરને તેમની ઉપર દયા આવવાથી તે પ્રકારની આશિષ આપીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

એકાદ વર્ષમાં આ દંપતીને ત્યાં એક પુત્ર જન્મ્યો પણ કમનસીબે તે મૂંગો હતો. આથી આ બંને જણાં બહુ અકળાવા લાગ્યાં અને અનેક જાતની ચિંતા કરવા લાગ્યાં. આવા સમયમાં એક સાધુ તેમના ત્યાં આવ્યો. તેણે આ નાના બાળકને દીઠો, તો તેનામાં ગુપ્ત રહેલી સ્વરશક્તિથી તે ભારે આશ્ચર્ય પામ્યો. પછી તે વાત તેણે તેના માતાપિતાને કહી કે, "આ બાળક કોઈક મહાન સ્વરસમ્રાટ થશે. જેનું નામ ભારત વર્ષમાં સંગીત હશે ત્યાં સુધી જીવતું રહેશે." ત્યારે તે દુઃખી માબાપે તે સાધુને કરગરતાં કહ્યું કે, "મહાત્માજી, આ શું? જે જન્મથી મૂંગો છે તે સંગીતસમ્રાટ થશે?"

ત્યારે તે સાધુએ કહ્યું કે, "ભગવાન કરવાને, ન કરવાને અને ઉલટું કરવાને સમર્થ છે. જ્યારે આ બાલક લગભગ પાંચ વર્ષનો થશે ત્યારે આકાશમાંથી એક જબરજસ્ત વીજળીનો કડાકો થઈ ભીષણ અવાજ થશે. તે અવાજ થતાંની સાથે આ તમારા બાળકની વાચા ઉઘડશે. પછી તે ઉઘડી તે ઉઘડી. ફક્ત તમે શિવજીની આરાધના કરશો તો ભગવાન જલદી દયા કરશે."

સાધુનાં આ વચન સાંભળી બન્ને દંપતી શિવજીનું સતત આરાધન કરવા લાગ્યાં અને આ બાળક જેનું નામ રામતાનુ પાડ્યું હતું તેને ઉછેરવા લાગ્યાં. ભગવદિચ્છાએ રામતાનુ પાંચ વર્ષનો થવા આવ્યો ત્યારે આકાશમાંથી વીજળીના મોટા કડાકા સાથે ભીષણ નાદ થયો ને તે વખતે રામતાનુના મુખમાંથી એક મોટી ચીસ પડાઈ ગઈ. બસ તે દિવસથી રામતાનુએ બોલવાનું શરૂ કર્યું.

જ્યારે ગમતાનુ ૭ વર્ષના થયા ત્યારે દાર્ઘજીની પુત્ર થશે એવી આશિષ આપનાર ફકીર મહમદ ગોસા તે ગામમા આવે આથી ગમતાનુના માતાપિતાએ તેને ગોલાવી બહુ આદર આપી તેની સારી સેવા કરી છેવટે આ ૭ વર્ષના ગમતાનુને સગીત શીખવા માટે તેની પાસે મૂક્યો આ બાળકની સગીતમા અજબ શક્તિ નિહાળી તેણે તે વખતના પ્રખ્યાત હરિદાસસ્વામી પાસે સગીતની તાલીમ માટે તેને મૂક્યો આ સ્વામીજી પરમ ત્યાગી, નિસ્પૃહી અને રસિક ભગવદ્ભક્ત હતા વળી તેમણે નિમ્બાર્ક સપ્રદાય અતર્ગત ટટ્ટી સસ્થાનની સ્થાપના કરી હતી વળી સગીતમા તેઓ એક્કા હતા અને હમેશ રાધાકૃષ્ણના લીલ' વિહારમા મસ્ત રહેતા

આમ આ નાના ગમતાનુને સગીતના સસ્કાર બાળપણમાથી મળવા શરૂ થયા તેમણે કેટલાક વર્ષ મહમદ પાસે ને થોડા વર્ષ સ્વામીજી પાસે રહી સગીતવિદ્યાની પ્રાપ્તિ કરી એમ કહેવાય છે કે લગભગ ચૌદ વર્ષ સુધી આ બન્ને પાસે રહીને તેમણે આ વિદ્યા પ્રાપ્ત કરી હતી તેના પરિણામે તે જુદા જુદા રાગોમા રહેલી શક્તિઓનો અનુભવ કરી શકતા તેમા દીપક રાગ ઉપર તેમની એટલી મગ્સ પકડ હતી કે જ્યારે તે રાગ તે છેડતા ત્યારે સાથે સાથ ચારે બાજુ અજવાળુ પથરાઈ જતુ આમ તેમના જીવનપર માતાપિતા તરફથી શૈવધર્મના, મહમદ ગોસે તરફથી મુસ્લીમ જાતિના અને સ્વામીજી પાસેથી વૈષ્ણવધર્મના સસ્કાર પડયા હતા જો કે તેમને ખરેખર કોઈપણ ધર્મ તરફ હજી રુચિ થઈ ન હતી ને ધર્મ તરફ તેમનુ વલણ હજી વિચારશૂન્ય હતુ

આ વર્ષો દરમિયાન એક વખતે વ્રજમા નદમહોત્સવ ઉજવવા માટે કેટલાક મહાત્માઓએ વિચાર કર્યો વ્રજ આ અરસામા શ્રીવલ્લભ ચૈતન્ય, હિતહરિવશ સમયાન વગેરેના પવિત્ર અને

રસિક વૈષ્ણવોથી ભરપૂર હતું. તેમાં શ્રીગોકુલ, ગિરિરાજ, વૃન્દાવન વગેરે ધામોમા વિરક્ત, ત્યાગી, ગૃહસ્થ, નિઃસાધન વૈષ્ણવોનો ઠીક ઠીક સમૂહ વસ્યો હતો. અને આ બધા જાણે અજાણે શ્રીરાધાકૃષ્ણની લીલા,—કથા, નગર કીર્તન, સંગીત, રાસ, નૃત્ય, કથા વગેરે–દ્વારા ભગવદ્ ભક્તિનો પ્રચાર કરી રહ્યા હતા. આ મહાત્માઓએ આ વખતે શ્રીકૃષ્ણ જન્મોત્સવ મોટા પાયા ઉપર ઉજવ્યો જેમાં દૂર દૂરના દેશોમાંના રાયથી માડી રંક સુધીના હજાગે વૈષ્ણવો સામેલ થયા હતા. આ ઉત્સવમા રામતનુએ મીઠી હલકથી મધુર કંઠે રાગ રાગણી ગાઈ. આ ગાન સાંભળતાં સૌ આવાક બની ગયા.અને જાણે સજીવ અને નિર્જીવ સર્વે તેમના સ્વરમાં લીન થઈ જતા હોય તેવો અનુભવ થયો.

બસ, આ જ પ્રસંગથી રામતનુ જે એકદેશીય વ્યક્તિ હતા તે સર્વદેશીય વ્યક્તિ થઇ ગયા. દેશના ચારે ખુણામાં જ્યાં જ્યાં સંગીતની વાત નીકળતી ત્યાં ત્યા રામતાનુનું નામ સૌની જીભથી ઉચ્ચારાતું. મોટા મોટા મહારાજાઓ પોતાના દરબારમાં રાખવા ઉત્સુક બની તેમને આમંત્રણ આપવા લાગ્યા. આમ તેમની પ્રતિષ્ઠા પવિત્ર વ્રજભૂમિ અને છેવટે આખા ભારતમાં પવન વેગે ફેલાઈ.

૩

સં. ૧૬૨૨માં રેવાના મહારાજા માનસીંગના ત્યાં આ રામતાનુ સંગીતરત્ન તરીકે રહ્યા. રાજા માનસીંગ પણ અજબ સંગીતકાર હતા. તેઓ જેમ રાજકાજ અને રણક્ષેત્રમાં વીર હતા તેથીય વધારે સંગીતક્ષેત્રમાં તેમની સાધના અમરત્વ અપાવે તેવી હતી. ધ્રુપદ જેવી અઘરી શાસ્ત્રીય સંગીત પદ્ધતિને તેના સ્વરના નાના નાના સૂક્ષ્મ ભેદોનુ સારી રીતે સંશોધન કરી તેમણે તે જનસમાજ આગળ ધરી હતી. આવો સંગીતપ્રેમી રાજા રામતાનુ જેવા પ્રખર સંગીતરત્નને પોતાના

દરબારમાં ગોવાવે તેમાં નવાઈ શી ? ને રામતાનુ પણ આવા સંગીત પ્રેમી મહારાજનો આશ્રય કરે તેમાં પણ નવાઈ નથી, કારણ કે આ તો સુવર્ણ મધ્યે સુગંધનો મેળાપ હતો

રામતાનુએ અહીં આવી પોતાનુ સર્વ જીવન સંગીત માટે અર્પણ કર્યું સંગીતવિદ્યા વિજ્ઞાનથી પ્રતિષ્ઠિત કેમ થાય તે રીતે તે વિચારવા લાગ્યા આ અંગે તેના રાગો, લય વગેરેના સૂક્ષ્મ ભેદો કે શ્રુતિભેદો બધુ શાસ્ત્રીય રીતે કેમ પ્રચાર થાય એ જ તેમની ધૂન હતી સંગીતવિદ્યા સંપૂર્ણ પ્રાપ્ત કરવા માટે જ્યાં જ્યાં તક મળતી ત્યાં ત્યાં તે ચાલ્યા જતા, અને સંગીતમાં રહેલી અદ્‌ભુત શક્તિનુ પાન કરતા રાજા માનસીંગ પણ તેમની આ વૃત્તિને ઉત્તેજતા અને રાજની જે કંઈ મદદ જોઈએ તે તેમને આપતા

એક દિવસે રાજા માનસીંગે રામતાનુને કહ્યુ, "પ્રિય દોસ્ત, આજકાલ સંગીતનો ખરો રસ તો ગોવર્ધનમાં છે ત્યાં સુરદાસ, કુંભનદાસ વગેરે ભક્તોના મુખમાંથી નીકળતી નૈસર્ગિક વાણી જોડે તાનુ પ્રમાણોની સમજાવટવાળી સેવાથી મનમાં ઓર પ્રકારનો આનંદ જામે છે વળી તેમાં ગોવિંદસ્વામી નામના એક ભક્ત છે તેમના સંગીતનું તો શુ કહેવું ? જો જિંદગીમાં એક જ વખત તે સંગીત શ્રવણે પડે તો આ લોક કે પરલોક અથવા બંનેનુ કામ થઈ જાય !"

"હાજી, મારે કાને પણ તે શ્રીજીના મંદિરની વાત આવી છે વળી હમણા કેટલાક વર્ષથી શ્રીવલ્લભાચાર્યજી મહાપ્રભુજીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી ત્યાં બિરાજે છે, એટલે શ્રીગોવર્ધનમાં અપૂર્વ આનંદરસ જામે છે હું પણ ત્યાં જઈ તે સંગીતરસનો ગ્રાહક થઈ આવું ?"

"હા, ખુશીથી જાઓ સંગીતની એક પણ કળા તમારા જીવનમાં અધૂરી ન રહે તમારા નામે 'સ્વર મલ્હાર' એમ કહેવાય તે મેં તમને માટી પાડ્યા નથી!'

"ભગવાનની દયા હશે તો તે આશા પૂર્ણ થશે હવે તો મારૂં મન સંગીતના નાના મોટા સ્વરોમાં એટલું બધું ગુંથાઈ રહે છે કે જીવનતત્ત્વનું પણ ભાન મને રહેતું નથી હવે આપની આજ્ઞા છે તો વ્રજમાં જઈ તે સંગીતરસનું પાન કરું "

રામતાનુ રાજાની સલાહથી વ્રજમાં આવી શ્રીનાથજીના દર્શન કરવા મંદિરમાં ગયા ત્યાં સૂરદાસ, કુંભનદાસ, ગોવિંદસ્વામી વગેરે ભક્તો સમય પ્રમાણે દિવ્ય સ્વર છેડી રહ્યા હતા રામતાનુ પ્રભુસન્મુખ થતું આ સંગીત સાંભળવા ત્યાં બેસી રહ્યા જ્યારે દર્શન બંધ થયા ત્યારે ગોવિંદસ્વામી પાસે જઈ જયશ્રીકૃષ્ણ કર્યા ગોવિંદસ્વામીએ સામે જયશ્રીકૃષ્ણ કર્યા અને પૂછ્યું કે, "ક્યા પ્રદેશથી આપનું પધારવું થયું?"

રામતાનુએ કહ્યું કે, "હું રાજા માનસીંગ પાસે સંગીતકાર છું મેં આપના કીર્તન સાંભળી દિવ્ય આનંદ પ્રાપ્ત કર્યો છે મને સંગીતમાં કંઈક રસ છે તેથી આપના ચરણમાં બેસી કંઈ સંગીતરસ પીવા ઉમેદ છે "

'ભાઈ,' ગોવિંદસ્વામીએ કહ્યું, "હું તો સામાન્ય માણસ છું, તમે રાજાના સંગીતકાર રહ્યા–અમારા જેવાના સંગીતનો તમારે શો ખપ?" આમ કહી જયશ્રીકૃષ્ણ કહી ગોવિંદસ્વામીએ ત્યાંથી ચાલવા માંડયું

ગોવિંદસ્વામીને ચાલ્યા જતા જોઈ રામતાનુ ખિન્ન થયા એટલામાં ત્યાંથી એક વૈષ્ણવ જતા હતા તેમને રામતાનુએ કહ્યું "ભાઈ ગોવિંદસ્વામીનું કીર્તન મંદિરમાં સાંભળી હું તો આશ્ચર્યમાં પડી ગયો મને કંઈ ગાન સંબંધમાં રસ છે તેથી મેં તેઓને પૂછવા માંડયું પણ તેઓ તો મારી પરવા કર્યા વગર ચાલ્યા ગયા હવે તેમનો મેળાપ કેવી રીતે થાય?"

"ગોવિંદસ્વામી ખાસ કરીને ભાગ્યે જ બીજાઓ સાથે બોલે છે ફક્ત શ્રીગુસાંઈજી આજ્ઞા કરે તેની સાથે મન આવે ત્યારે વાત કરે છે," વૈષ્ણવે રામતાનુને ઉત્તર આપતાં કહ્યું.

"તો શ્રીગુસાંઈજી કેવી રીતે મળે ?" રામતાનુએ પૂછ્યું.

"તેમના સેવક થાઓ તો. બધું સહેલું થાય !" એમ કહી તે વૈષ્ણવ પણ ચાલ્યા ગયા.

"ઠીક" રામતાનુ મનમાં બોલ્યો, "સંગીત વિદ્યા પ્રાપ્ત કરવી હોય તો ગમે તેટલા ગુરુ કરવા પડે તેમાં શો વાંધો ? પણ જે વાત લીધી તે વાત પૂરી કરવી એ તો નિશ્ચય. એમ વિચારી રામતાનુ શ્રીગોકુલ આવ્યા.

ત્યાંથી તે શ્રીગુસાંઈજી પાસે ગયા અને પોતાને સેવક કરવા વિનંતી કરી. શ્રીગુસાંઈજી તો સ્વભાવથી પરમ દયાલ, તેથી કોઈ પણ જીવ ગમે તેવા હેતુથી શરણે આવે તો પણ તેઓ તેનો સ્વીકાર કરે –આ તેમની વિશાળ ઉદારતાથી અનેક પાપીઓ, પાખંડીઓ, ઠગારા, ચોર તેમને શરણે આવી અનેક પાપ કર્મમાંથી સન્માર્ગે વળતા. રામતાનુ પણ સંગીતની લાલસાએ શ્રીગુસાંઈજી પાસે સેવક થવા આવ્યા ત્યારે આપશ્રીએ તેમને નિયમ મુજબ ઉપવાસ કરાવી બ્રહ્મસંબંધ કરાવ્યો. આ પછી તેમણે શ્રીગુસાંઈજીને વિનંતી કરી, "કૃપાનાથ, મને સંગીતમા રસ છે તો ગોવિંદસ્વામીને ભલામણ ન કરો કે મને ગાનવિદ્યામા કુશળ કરે ?"

ત્યારે શ્રીગુસાંઈજીએ ગોવિંદસ્વામીને રામતાનુને કીર્તન શીખવવા માટે કહ્યું

ત્યારથી રામતાનુએ ગોવિંદસ્વામી પાસેથી સંગીત કળા પ્રારંભ કરવા માંડી. રામતાનુ સંગીતનું આબેહૂબ ચિત્ર હતું, ફક્ત એ ચિત્રમાં ક્યાં ક્યાં રંગ વગેરે પુરવાના છે તે જાણી લેવા જેટલી

તેમને જરૂર હતી આથી થોડા દિવસમા તે ગોવિંદસ્વામી પાસે રહી પોતાને જરૂરી સૂચનો મેળવી પાછા રેવા ગયા

અહી આવી રાજાને સગીતપ્રાપ્તિ માટે પોતે શ્રીગુસાઇજીના સેવક થયાની વાત કરી અને ગોવિંદસ્વામીને કેમ વશ કર્યા તેની પણ વાત કરી રાજા માનગીત રામતાનુનો સગીતપ્રાપ્તિ માટેનો શ્રમ જાણી ખુશી થયા

થોડા સમય બાદ રાજા આશકરણના સગીતની વાત તેના જાણવામા આવી આ રાજા આશકરણે સવત ૧૬૨૦મા અકબર શાહ પાસેથી રાજા તરીકેનુ બહુમાન પ્રાપ્ત કર્યું હતુ તેમને સગીત વિષે અતિ પ્રેમ હતો તેથી સેકડો ગવૈયાને તેઓ પોષણ આપતા એક વખતે સવત ૧૬૨૫ની આસપાસમા તેમણે એક મોટી સગીત પરિષદ ભરી હતી, તેમા સગીતકારોને બહુમાન આપ્યુ આથી રામતાનુ [1]રાજા આશકરણને મળવા નરવરગઢ ગયા ત્યા આગળ તેમણે પરમ ભકતવર ગોવિંદસ્વામીએ બનાવેલું કીર્તન ગાયુ આ કીર્તન સાભળતા રાજાને ભગવદ્ લીલાની સ્ફુર્તિ થઈ આથી રાજા રામતાનુને લઈ શ્રીગોકુળ ગયા, અને શ્રીગુસાઇજીના સેવક થયા અને ગોવિદસ્વામી પાસે સેવા અને કીર્તન પ્રકાર શીખ્યા પછી શ્રીગુસાઇજીની આજ્ઞાથી સેવા પધરાવી નરવરગઢ રામતાનુ સાથે પાછા ગયા અને સેનાસમ્રમ બન્યા

અહી રામતાનુને કીર્તન અને લીલા વિષે સુદર ખ્યાલ આવ્યો ત્યાથી પાછા તેઓ રેવાનગર આવ્યા આમ સગીત માટે મહાન શ્રમ લેઈ રામતાનુ સ્વરસમ્રાટ બનતા જતા હતા તેમના સગીતના સૂરોની પ્રશસ્તિ દેશ પરદેશમા બહુ ફેલાતી જતી હતી

૧ આ લેખકનુ આગકરણ શુદ્ધ દ્વૈત સસદ્ તરફથી પુસ્તક પ્રગટ થયુ છે

સુ ૬

૪

આમ રામતાનુના સૂરો જડ ચેતનને ડોલાવતા, સચરાચરમાં ગુંજતા હતા ત્યારે મોગલ સામ્રાજ્ય જાહોજલાલીની ટોચે હતું. આ વખતના શહેનશાહ અકબરશાહની ઉદાર અને ભવ્ય રાજ્યનીતિ, ધર્મનીતિ અને યુદ્ધ કુશળતાથી તેના સામ્રાજ્યમાં શાંતિ અને આબાદી હતી. તેના રાજદરબારમાં અનેક નરરત્નો પ્રકાશી રહ્યાં હતાં. દરેક ધર્મવાળાને તેના ત્યાં સન્માન કરવામાં આવતું. દરેક કળાનો વિકાસ કેમ થાય તે વિચારાતું તથા તેની પછવાડે લખલૂંટ ખર્ચ કરવામાં આવતું. આ સમયે સંગીતશાસ્ત્રની જેટલી ઉન્નતિ થઈ તેટલી બીજા કોઈપણ સમયમાં થઈ નથી અને ભવિષ્યમાં પણ થશે કે કેમ તે સવાલ છે. તેણે પોતાના દરબારમાં અનેક સંગીત-શાસ્ત્રીઓ રાખી સંગીતક્ષેત્રના ઉત્કર્ષ માટે તથા સંગીતના વિકાસ માટે મહાપ્રયાસ કર્યો હતો. તેના દરબારમાં સાહિત્ય સંગીત અને કલાનો સારી રીતે સત્કાર થતો. તેની પોતાની પાસે ઘણા ચતુર સરદારો, વિદ્વાનો, પંડિતો અને વાજીંત્ર વગાડનારા વગેરે રહેતા હતા. તેમા ટોડરમલ, ફૈજી, ખગોળવેત્તા માનસિંહ, બીરબલ, જગન્નાથ પંડિત, ગંગ કવિ, અબુલફજલ, ખાન આજમઅજીજ, ખાનખાનાન મિરજાખાન, વાજીંત્રકુશળ ઝેન ખાન, બદાઉની અને નરહર કવિ મુખ્ય હતા. આવા રસિક બાદશાહે રામતાનુનો સંગીત માટે અપૂર્વ તલસાટ અને તેમાં સિદ્ધિ પ્રાપ્ત કર્યાની વાત સાંભળી. ઉપર આપણે જોઈ ગયા તે પ્રમાણે અકબરશાહ બહુ વિચક્ષણ અને તીવ્રબુદ્ધિ વાળો હતો. વળી તેણે તેની ઈંદ્રિયો ને મન એવાં સરસ કેળવ્યાં હતાં કે દરેક વસ્તુનો સાર અને રસિકતા તે તરત જ પારખી લેતો. તદુપરાંત પોતાની જાતને તે સૌન્દર્યનો ઉપાસક અને રસનો ભોક્તા માનતો. ગમે તે સર્વશ્રેષ્ટ વસ્તુની તેને ખબર પડે તો કોઈ પણ હિસાબે તેને પ્રાપ્ત કરતો અને તે અંગે સામ, દામ, દંડ વાપરવા પડે તો અચકતો નહિ. આથી તેણે રામતાનુને આદરપૂર્વક તેડી

લાવવા માટે અબુલફઝલ નામના સરદારને લશ્કર સાથે રેવા મોકલ્યો. અબુલફઝલે રેવા નરેશને અકબર શાહની માગણી સભળાવી રાજાએ બાદશાહની માગણી સાભળી રામતાનુ તેને પ્રાણ કરતા વ્હાલો હતો છતા સત્તા આગળ કઈ નહિ ચાલે એમ ધારી તેણે રામતાનુને અબુલફઝલને સોપ્યો, જો કે આથી તેના આત્માને બહુ દુખ થયુ

સ ૧૦૩૦મા રામતાનુ અકબરશાહના દરબારમા હાજર થતા બાદશાહ તરફથી તેમનો ભારે સત્કાર કરવામા આવ્યો ને આગ્રામા બીનમહેસુની જમીન તથા ત્રણ લાખ રોકડ રકમ બક્ષીસ તરીકે આપી તદુપરાત તેનુ લગ્ન દિલ્હીના એક સગીતકારની પુત્રી પ્રેમ કુમારી સાથે કરવામા આવ્યુ. આમ રામતાનુને અકબરશાહે ધનથી અને બીજી રીતે વશ કરી લીધો

રામતાનુ બાદશાહી સગીતના પરિચયમા આવ્યો અત્યાર સુધી તે સગીત વિષે ઘણા મહાપુરુષોને મળ્યો હતો પણ કળાની દ્રષ્ટિએ ઉત્કૃષ્ટ સગીત તો અહી બિરાજમાન હતુ તે દ્રષ્ટિએ તેનુ પોતાનુ જ્ઞાન પણ તેને છીછરુ માલમ પડયુ બાદશાહ પોતે સારુ સગીત જાણતો અને કાવ્ય રચના કવચિત્ કરતો તેના સગીતપ્રેમ માટે આઈનીઅકબરીમા લખ્યુ છે કે "તેના રાજ્યમા સારામા સારા ગવૈયાની સખ્યા છત્રીસ હતી આ સગીતવેત્તાઓનો અભ્યાસ સતત અને સપૂર્ણ હતો અને તે બધા સગીત જોડે ઓતપ્રોત હતા તથા તે વિષેનુ તેમનુ જ્ઞાન અગાધ અને ઝીણવટ ભરેલુ હતુ " તેમા મુખ્ય સગીત-શાસ્ત્રીઓ, હરિદાસસ્વામિ, રાજા માનસિહ, રામદાસ, કુભનદાસ, રાજા બીરબલ, રાજા બાઝ બહાદુર, બીરમડળખા, તુલસીદાસ પુડરીક, વિઠ્ઠલ વગેરે હતા તેમા કેટલાક વિરક્ત અને સ્વતત્ર હતા પણ તેઓ એક કે બીજી રીતે શાહી દરબારથી સન્માન પામતા હતા

હવે રામતાનુ શાહી દરબારના સંગીત ને રીત રસમથી પૂરો માહિતગાર થઈ ગયો હતો. તેણે જોયું કે વિરક્ત સાધુ મહાત્માઓ સિવાય બીજાઓમાં બાદશાહને કેમ પ્રિય થવું, તે માટે હરિફાઈ ચાલે છે. અને તેને લીધે એક બીજા વચ્ચે દ્વેષ પણ છે. પણ અકબરશાહ વિચક્ષણ હોવાથી શ્રેષ્ઠતાનો સ્વીકાર કરી દરેકની કદર કરતો. રામતાનુને પણ પોતાની શક્તિનો પરિચય કરાવવાનો ઉમંગ જાગ્યો. તેણે દીપક ભૈરવ શ્રી અને મેઘના ગીતમાં સ્વર માટે અદ્ભુત સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. એમ કહેવાય છે કે તે જ્યારે સંગીતના સૂર છેડતો ત્યારે દિશાઓ કાન માંડી નીરવ થતી. તેણે અહીં આવી નવી નવી જાતના રાગો શોધવા માંડ્યા. વળી અનેક જૂના રાગોમાં સહેજ સાજ ફેરફાર કરી મીઠાશનું તત્ત્વ રેડી મિશ્ર રાગો ઉત્પન્ન કર્યાં. આવી રીતે ફેરફાર પામેલા રાગો આગળ જતાં તેના હુલામણી નામે **તાનસેની** કે **મીઆંકી** નામે ઓળખાવા લાગ્યા. જેમ કે મીઆંકી મલ્હાર.

રામતાનુની આ અદ્ભુત સિદ્ધિની વાત અકબરશાહના જનાનામાં હવે થવા લાગી અને ઘણી વખત ત્યાં પણ તેમને સંગીત માટે બોલાવવામાં આવતા. તેમના સંગીતમાં એવી અજબ શક્તિ હતી કે ગમે તેવા કઠિન કાળજાના મનુષ્યનું મન પીગળીને રંજિત થઈ જતું અને સૌ તેના ઉપર ફિદાફિદા થઈ જતા. રાગ રાગણી ગાવામાં તેઓ એટલા બધા સિદ્ધ હતા કે તેઓ જે રાગ ગાતા તેનું રૂપ તાદૃશ ખડું થતું. વળી તે દીપક ગાતા ત્યારે દીવા થઈ જતા, મલ્હાર ગાતા ત્યારે વગર ઋતુએ વરસાદ થતો. આવી તેમને સંગીતમાં દિવ્ય શક્તિ પ્રાપ્ત થવાથી બાદશાહ ને તેનું બેગમ મંડળ તેના ઉપર ખુશ થતું. વળી અકબર શાહની દીકરી મહેરુન્નિસા તો રામતાનુ ઉપર ફિદાફિદા થઈ ગઈ હતી, અને તેના સંગીતમાંથી તેની આશક થઈ હતી. એક દિવસ મહેરુન્નિસાએ રામતાનુને કહ્યું

કે "જો તમે ઈસ્લામ સ્વીકારો તો હું તમારી સાથે નિકાહ પઢીશ." રામતાનુનું મન પણ તેનામાં ક્યારનું લાગ્યું હતું, પણ તે મુખથી બોલી શકતો નહિ. તે રૂપરૂપના અંબાર સમી અદ્‌ભુત દેહલાવણ્યવાળી, ચપળ, કોકિલકંઠી હતી. આવા રૂપ—ગુણવાળી મહેરુન્નિસાની માગણી તેને સ્વીકારવામાં કોઈ જાતનો વાંધો ન લાગ્યો. મૂળથી તેના ઉપર ફકીર મહમદ ગોસના સંસ્કાર પડયા હતા. વળી બાદશાહના દરબારમાં તેની રીતભાત મુસ્લીમ જેવી થઈ ગઈ હતી. આમ હોવાથી સ્વધર્મ છોડી મુસ્લીમ થવામાં તેને કંઈ આંચકો લાગ્યો નહિ. બાદશાહે પણ પોતાની દીકરીનાં લગ્ન રામતાનુ સાથે ખુશીથી કરાવ્યાં. હવે તેનું નામ રામતાનુ બદલી તાનસેન રાખવામાં આવ્યું.

૫

તાનસેનમાં અપૂર્વ શક્તિ હતી. તેમાં વળી હવે તે બાદશાહનો જમાઈ થયો એટલે બાદશાહ પાસે પોતાને મન ફાવે તેવો હુકમ કઢાવવામાં તેને ખાસ અડચણ પડતી નહિ. તેણે બાદશાહ પાસે હુકમ બહાર પડાવ્યો કે સ્વતંત્ર રીતે કોઈ પણ ગાઈ શકશે નહિ, તેવી રીતે ગાવા માટે તાનસેન સાથે પ્રથમ વિજય મેળવવો પડશે. સં. ૧૬૩૫ના અરસામાં આ હુકમ બહાર પડ્યો. આ હુકમનો અનાદાર કરનારને હવે દંડ, કેદ ને દેહાતદંડની શિક્ષા પણ થવા લાગી. આથી સંગીતના ઘણા ખરા સ્વતંત્ર ઉપાસકો તાનસેનનું અનુકરણ કરવા લાગ્યા. પણ કેટલાકે તાનસેનની આ સિરજોરીનો વિરોધ કર્યો. એમ કહેવાય છે કે દિલ્હીમાં એક સાધુએ તે વાતનો સ્વીકાર ન કર્યો, આથી તેનો શિરચ્છેદ કરવામા આવ્યો. આ વખતે સાધુ પાસે તેનો પોતાનો છોકરો હતો. તેનું નામ બૈજનાથ. તેણે પિતાનો શિરચ્છેદ દેખી અતિ કલ્પાંત કરતું રુદન કર્યું. આ રુદનથી નિવૃત્ત થયા પછી તેણે મન સાથે પ્રતિજ્ઞા લીધી "તાનસેનને સંગીતમાં હાર આપું ત્યારે હું પિતાનો પુત્ર."

બસ, ત્યાંથી તે પ્રસિદ્ધ હરિદાસ સ્વામી પાસે ગયો, જેની પાસે તાનસેને શરૂઆતમાં સંગીતવિદ્યા પ્રાપ્ત કરી હતી

એક દિવસે અકબરશાહે તાનસેનની પ્રશંસા કરતાં કહ્યું કે, "અહો! કયા ભાગ્ય ગુરુ પાસેથી તમે આ વિદ્યા પ્રાપ્ત કરી?" ત્યારે તેણે વિરક્ત પવિત્ર મહાત્મા હરિદાસ સ્વામીનું નામ કહ્યું આથી અકબરે તેમની પાસે જવાની ઇચ્છા દર્શાવી તાનસેન પ્રથમ તો ખમચાયો, કારણ કે આ વિરક્ત પુરુષ કૃષ્ણ સિવાયની બીજી કોઈ સંસારી વાતમાં રસ ધરાવતા ન હતા જ્યારે અકબરશાહ તો કુતૂહલ ખાતર સંગીતરસનું પાન કરવા ઇચ્છતા હતા આથી સ્વામીજી આવા પ્રકારની માગણી ભાગ્યે જ સ્વીકારે છતાં તાનસેનથી બાદશાહને ના પાડી શકાઈ નહિ તેણે બાદશાહ પાસે સામાન્ય મનુષ્યનો વેશ લેવડાવ્યો પછી તેઓ બન્ને વૃંદાવન ગયા સ્વામીજી પોતાની નાનીશી ઝુંપડીમાં ભગવદ્ધ્યાનમાં બેઠા હતા, ત્યાં જઈ તાનસેને તથા શાહે નમન કર્યાં સ્વામીજીએ પણ સામા નમન કર્યાં પછી તાનસેને પોતાના સાથીદારના સંગીતરસની પ્રશંસા કરી અને સ્વામીજીના સંગીત શ્રવણની લાલસાએ તેઓ અહીં આવ્યા છે એમ કહ્યું હરિદાસ સ્વામીએ આ નવા આવેલા માણસના મુખના સામું જોયું તો તે સામાન્ય માણસ ન લાગ્યો. પણ તેમને તો ભગવદ્ ભક્તો સિવાય સામાન્ય અને અસામાન્ય માણસ વચ્ચે ભેદ હતો નહિ આથી એ તો પાછા ભગવદ્ ધ્યાનમાં મગ્ન થઈ ગયા તેમનું આવી જાતનું વલણ દેખી તાનસેન નિરાશ થયો આખરે તેણે એક યુક્તિ કરી પોતાની પાસે તબૂરો હતો તે લીધો ને તે વગાડવા માંડ્યો વગાડતાં વગાડતાં તાનસેને જાણી જોઈને ખોટું વગાડવા માંડ્યું સ્વામીજીના કાન આ સ્વર સાંભળતાં એકદમ ચોકી ઊઠ્યા અને તે કહેવા લાગ્યા, "અરે, રામતનુ! કેમ કોઈ દિવસ નહિ અને આજે તબુરાના સ્વર આવા કાઢે છે! એમ કહી પોતાની

પાસે તંબુરો હતો તે વગાડવા લાગ્યા અને જોડે એક પદ પણ ગાયુ. બાદશાહ હરિદાસ સ્વામીનુ કીર્તન સાંભળી ખુબ આનંદ પામ્યો અને સ્વામીજીને નમન કરતો કહેવા લાગ્યો કે "જો આપ દિલ્હી પધારો તો મારી જોડે સોનાના સિંહાસન પર બેસાડીશ." ત્યારે હરિદાસજીએ વિનય પૂર્વક કહ્યું કે, "મારે મન સોનું અને માટી સરખા છે."

વૃન્દાવનથી બાદશાહ ને તાનસેન પાછા આગ્રા આવ્યા. તે વખતે એક માણસ બેચેની ભોગવતો હતો. તેને જોઈ કોઇએ તાનસેનજીને કહ્યુ કે આ માણસને શું થયુ હશે? ત્યારે તાનસેને કહ્યું કે ત્રણ જાતની પીડા આ લોકમાં છે. એક શૂરવીર પુરુષનુ તીર વાગવું અથવા પેટમા શળ થવું. જ્યાં આ બે ન હોય તો મહાભગવદ્‌ભક્ત સૂરદાસજીના પદની અસર તેના ચિત્ત ઉપર થઈ હશે. તેથી તેનું શરીર તરફડતું હોવું જોઇએ.

કિધૌં સૂરકો સર લગ્યો, કિધૌં સૂરકી પીર;
કિધૌં સૂરકો પદ લગ્યો, તાતે ધુનત શરીર.

તાનસેનની આ ઉકિત સાભળી પાસે ઊભેલા સૂરદાસ મદનમોહને (ઘણા ભાગે અષ્ટ સખાવાળા પ્રાતઃસ્મરણીય સૂરદાસ આ વખતે ભૂતળ ઉપર બિરાજતા નહિ હોય) કહ્યુ કે, 'તમારા તાનની અસર તો નહિ હોય? કારણ કે તમારું તાન એવું છે કે તે સાભળી શેષનાગ ડોલી ઊઠે. પણ બ્રહ્માજીએ વિચાર કરીને શેષનાગને કાન આપ્યા નથી, નહિ તો શેષનાગ ડોલવાથી પૃથ્વી, પર્વત બધુ ડોલતા તો પૃથ્વી ઉપરના જીવોની શી દશા થાત? માટે શેષનાગ ચક્ષુદ્વારા શ્રવણ કરે છે. તેથી ચક્ષુશ્રવા કહેવાય છે.

વિધિના યહ જીય જાનિકે, શેષ દિયે નહિ કાન;
ધારા મેરૂ સબ ડોલતે, સુન તાનસેનકી તાન.

આમ તાનસેનના સૂરની અપૂર્વ યશગાથા ઠેર ઠેર સભળાતી તેની સ્વરશક્તિ એટલી અજબ હતી કે એક કવિએ તેની પ્રશંસા કરતા કહ્યુ છે કે "સૌથી શ્રેષ્ઠ આદિ બ્રહ્મ, અવતારમા કૃષ્ણ યુગમા સતયુગ, દિશામા પૂર્વ દિવસમા સૂર્ય, રાતમા ચદ્ર, તારાઓમા ધ્રુવ, દ્વીપમા જબુદ્વીપ, ખડમા ભારત, એમ સર્વશ્રેષ્ઠવસ્તુઓ ગણાવતા કહે છે કે તાનનમા તાનસેન શ્રેષ્ઠ છે

રાગમણિ ભૈરવ, ઋતુમણિ વસત,
શાસ્ત્રમણિ વેદાત, રંજનમણિ સગીત પાગ ન લહૈયા
તાનનમણિ તાનસેન ગાયનમણિ નારદ,
ગાધર્વમણિ હાહા હૂહૂ, વીણામણિ સરસ્વતી
બીન પ્રાનહી નામ લૈયા
સ્વરરત્નમણિ ખરજ, સ્વર સુર્તન મણિ નૈખ્યારા ?
મૂર્છનામણિ આનદી, તિથિનમણિ એકાદશી
ઉત્તમમણિ ગોવિદનામ, લૈ કૃષ્ણાનદ
ભવસાગર પાર પૈયા
(રાગ રત્નાકર પા. ૨૩૮ )

આમ તાનસેનનો સ્વરસૃષ્ટિનો કીર્તિ સૂર્ય મધ્યાહ્નને તપતો હતો આ વખતે તેમણે સગીતશાસ્ત્ર અગે જુદી જુદી પદ રચનાઓ કરી હતી જો કે તેમણે સ્થૂલ રીતે ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો પણ મનથી તે હિન્દુ હતા માતા પિતા તરફથી તેમને શૈવ ધર્મનો વારસો મળ્યો હતો તેથી ગણેશસ્તોત્ર રચ્યુ અને સગીતસાર અને રાગમાલા નામના બે ગ્રથો સગીત કલાની દષ્ટિએ લખ્યા તે પોતે કવિ હતા તેની સાથે સગીતનું તત્ત્વ જાણ્યુ. તેથી તે બને તત્ત્વોના સુયોગને લઈને તેઓ રાગને અનુરૂપ

અર્થ ગભીર પદો ચ્યતા, જેનો સગ્રહ ઉપર લખેલા બે ગ્રથોમા છે વળી તાનસનને પ્રથમ સ્ત્રીથી ચાર પુત્ર અને એક પુત્રી થઈ તેમના નામ તાનરગખા, સુરતસેન, વિલાસખા અને વિચોડસેન વળી તે પુત્રીનું લગ્ન પ્રખ્યાત વીણાકાર નૌબતખાજી સાથે થયુ હતુ

તાનસેનજી આ દુનિયાના સુખથી પૂરેપૂરા સુખી હતા. સગીતવિદ્યામા તેમની બરાબરી કરી શકે એવો કોઈ ભડ, સગીત-શાસ્ત્ર વિશારદ ન હતો વળી તે ઉત્તમ પ્રકારના કવિ હતા તેમા બાદશાહના જમાઈ થયા દુનિયાદષ્ટિએ પુત્રાદિનું પૂરુ સુખ હતુ. ઉત્તમ ને સ્વરૂપવાન સ્ત્રી સાથે લગ્ન થયા હતા આ બધી વસ્તુઓ ગમે તેવા સર્જનના હાથમા એક સામટી આવે તો અહભાવ આવી જાય તો તાનસેનને આવે તેમા તો નવાઈ શી ? અને આ અહભાવથી પોતે સગીત વિદ્યામા સર્વ શ્રેષ્ઠ છે એ દાવો આગળ ધર્યો ને તે અગે બાદશાહના જમાઈ થવાથી ક્રૂર હુકમ છોડ્યા, વળી જુવાનીનો ઉપયોગ ભોગ ભોગવવામા ગાળવા લાગ્યા અને બધા માટે તેમની પાસે જોઈતુ દ્રવ્ય હતુ એટલે પોતાના અહભાવને પોષનાર બધી સામગ્રી તેમની પાસે સિદ્ધ થઈ ગઈ હતી આવા સુખમા ભગવાન અને તેની અદ્ભુત કલાશક્તિનો ખ્યાલ જીવને કેવી રીતે આવી શકે ?

૬

આ અહભાવથી પ્રેરાઈ તેમણે શ્રીગુસાઈજીને મળવા ઇચ્છા કરી દિલ્હી દરબારમા આ વખતે વૈષ્ણવ ધર્મની પ્રતિષ્ઠા ભારે હતી અકબરશાહ જો કે સર્વધર્મ સમભાવ નીતિવાળો હતો છતા તેને શ્રીગુસાઈજી માટે ભારે માન હતુ ને તેમને તે 'ઈશ્વરના ફિરસ્તા' તરીકે સબોધતો તે ઘણી વખત શ્રીગુસાઈજીના સમાગમમા આવતો વળી અકબરના દરબારમા અને જનાના મડળમાથી

કેટલાકે આપનાના સેવકો થવાનુ સૌભાગ્ય પ્રાપ્ત કર્યું હતુ તેમા બીરબલ અને ટોડરમલનું નામ આગળ પડતુ છે વળી રાજા માનસીંગ પણ આગ્રે નગર ગોકુળ ગોવર્ધન દર્શને જતા તથા તેની રાણીઓમા જોધબાઈ, તાજબીબી વગેરે શ્રીગુસાંઈજીના સેવક થયા હતા તાનસેન પણ સંગીત અંગે શ્રીગુસાંઈજીનો સેવક થયો હતો તેને શ્રીગુસાંઈજી માટે ભાર માન હતુ તદુપરાત તે મનથી માનતો હતો કે ભારતવર્ષમા કોઈપણ આત્મા રાગદ્વેષથી પર હોય તો આ શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજીના પુત્ર શ્રીવિઠ્ઠલેશ્વર છે તે સારી પેઠે જાણતો હતો કે ધર્મ તથા સમાજમા સૌ તેમની પ્રત્યે ભારે માનની નજરે જુએ છે આથી તેણે પોતાની જીવનની સંગીતસિદ્ધિ બતાવી શ્રીગુસાંઈજી પાસેથી માન મેળવવા ઇચ્છા કરી આથી તે એક દિવસ ગોકુળ ગયો તે વખતે શ્રીગુસાંઈજી ગોવિંદ ઘાટ ઉપર બિરાજતા હતા તે વખતે ગોવિંદસ્વામી કીર્તન કરતા હતા ત્યા જઈ તાનસેન નમસ્કાર કરી બેઠો ત્યા ગોવિંદસ્વામીનુ કીર્તન પુરૂ થયુ એટલે તેણે તેમની બહુ પ્રશંસા કરી આ વખતે શ્રીગુસાંઈજીએ તેમનો સત્કાર કરતા કહ્યુ કે "તાનસેનજી તુમ કછુ કીર્તન કરો '

ત્યારે તાનસેને રાજદરબારમા રમી રહેલી ખધાઈથી જવાબ આપતા કહ્યુ કે "મહારાજ! મારુ ગાન તો મખમલના ગોદડામા ટાટનુ થીગડુ શોભે તેવુ અહી શોભશે " આ સાભળી શ્રીગુસાંઈજીએ મનમા વિચાર્યું કે આ જીવ શરણે આવી અવળી ચાલે ચાલ્યો છે માટે તેને ઠેકાણે લાવવો જોઈએ એમ ધારી આપ મંદમંદ હસ્યા ને કહ્યું કે 'તુમ કછુ કીર્તન કરો" ત્યારે તાનસેનજીએ એક કીર્તન ગાયુ તાનસેનનુ કીર્તન એટલે તેમા કહેવાનુ શુ ? શ્રીગુસાંઈજી તેનુ કીર્તન સાભળી બહુ પ્રસન્ન થયા અને દશ હજાર રૂપીઆ અને ઉપરથી એક કોડી ભેટ આપી તાનસેનને શ્રીગુસાંઈજીએ દશ હજાર રૂપીઆ કદર તરીકે આપ્યા તે ગમ્યા પણ એક

કોડી જોડે કેમ આપી તે વિષે વિચારવા લાગ્યા તેમણે ધીમે રહીને કહ્યું કે કૃપાનાથ આપે મારી કદર કોડી મારફે કરી તેનો શો હેતુ છે? શુ મારા કીર્તનમા આપે કઈ ક્ષતિ જોઈ! ત્યારે શ્રીગુસાઈજીએ કહ્યુ કે અકબરશાહ જેવા બાદશાહે તમને પોતાના દરબારમા સગીત અગે શ્રેષ્ઠ પદ આપ્યુ છે તેજ બતાવે છે કે તમારુ સગીતનુ જ્ઞાન અગાધ છે અને તેમા ભૂલ કાઢવી એ સાગરના મધ્ય ભાગમા જઈ તાગ કાઢવા જેવુ સાહસ કહેવાય પણ કોડી આપવામા હેતુ છે.

"તો આપે કોડીની બક્ષીસ દેવાની કેમ કૃપા કરી?" તાનસેને નમ્રભાવ દર્શાવતા કહ્યુ

"જુઓ તાનસેનજી, તમને ઈશ્વર તરફથી શુ શુ નથી મલ્યુ? કુદરતે તમને સુમધુર અને ભાવભર્યો કઠ અને સુદર રૂપ આપ્યુ. બાદશાહે તમને ધન, સત્તા, પ્રતિષ્ઠા ને સુદર સ્ત્રીઓ આપી બોલો એ વાત સાચી છે ને?"

'હા કૃપાનાથ, આપની દયાથી તે બધુ પ્રાપ્ત થયુ છે?" તાનસેન નમ્ર હોય તેવો દેખાવ કરી બોલ્યો

'ત્યારે ભાઈ, આવી અનમ્ય વસ્તુઓ મેળવી તમે તેનો શો ઉપયોગ કર્યો?" શ્રીગુસાઈજીએ કોડીની કિમત સમજાવતા પૂછ્યુ

"કૃપાનાથ, બીજો તો શો ઉપયોગ થાય? આ કઠથી કોઈ જીવ આનદ પામે તો જીવતર સાર્થક થયુ કહેવાય બાકી જુવાની છે એટલે તેની પછવાડે સ્ત્રી અને ધન તો જોડાયેલુ છે ને?'

"તાનસેનજી, તમે જે રીત કહો છો તે રીત તમારા મને સાચી હશે પણ તમે સર્વશ્રેષ્ઠ ગાયક છો એટલે બીજાઓ તમારી રાહ અનુસાર ગાઈ શકે અને સ્વતત્ર રીતે ગાઈ શકે નહિ એવો બાદશાહ પાસે હુકમ બહાર પડાવવામા કેટલા સગીતજ્ઞોને આનદ થયો હશે? વળી જુવાની પાછળ સ્ત્રી અને ધન છે એ માન્યતા

વિચારશીલ પુરુષની નથી પણ અંધારાને અજવાળું ગણનારા ચામાચીડીઆ જેવી મનોદશા સેવનાર જીવોની છે જે માણસ પોતાની પાસે રહેલી શક્તિનું સત્ય મૂલ આંકતો નથી પણ તે શક્તિઓથી ગર્વિષ્ઠ બને છે તે માણસનું પતન થાય છે તમારો મધુર કંઠ તમારા જીવનને આફતરૂપ નહિ બને તેની તમને કંઈ ખાતરી છે? વળી બાદશાહ દ્વારા તમે જે સંગીત વિષે હુકમ કરાવો છો તે હુકમ તમને બંધન નહિ કરે? યાદ રાખજો બીજાને માથે સનાશેર હોય છે, માટે આજે તમે રાજકીય જીવનથી જે ખ્યાતિ પ્રાપ્ત કરી મુખથી મીઠી વાણી બોલો છો તે જ રાજકીય જીવન તમારે માટે શું હંમેશ મહીસલામત છે? જ્યારે તમે આ વિષે વિચારશો ત્યારે તમે આ દુનિયામાં પ્રાપ્ત કરેલી સિદ્ધિની કોડીની કિંમત છે કે નહિ તે સમજી શકશો!' શ્રીગુસાંઈજીએ તાનસેનને તેના જીવનનું ભાવિ દર્શન કરાવતાં કહ્યું

તાનસેન તો આ સાંભળી બોલ્યા કે "હિંદુસ્તાનના સાધુ, સંતો અને મહાત્માઓ આપના જેવી વિચાર શ્રેણી ધરાવે છે પણ તેની અસર સંસારીઓને ઓછી થાય છે આપની દૃષ્ટિએ મારી કોડી ન કિંમત છે અને એ સાચું હશે પણ સમાજમાં આજે સંગીત માટે તાનસેનનું નામ સૌને મુખે રમે છે!' તાનસેને ધીમેથી પોતાના મનની ભાવના ફરી બતાવી

શ્રીગુસાંઈજીએ તાનસેનના વચન સાંભળીને વિચાર્યું કે હજી તેને શ્રીજીના શરણે થવાની વાર છે તેથી કંઈ વધુ પિષ્ટપેષણ ન કરતાં કહ્યું કે "ઠીક ભાઈ તમને મારી વાત ન ગમતી હોય તો કંઈ નહિ અમારા બાગના સાધુ સંતો તો આ જ પોકારે છે કે **પીળું એટલું સોનું નથી ને જિંદગી તો ચાર દિનનું** ચાંદરણું છે તો તે સમય સાચવીને ચલાય તો આ લોક અને પરલોક સુધરે, બાકી શ્રીરેચ્છા બલિયસી

આમ શ્રીગુસાંઈજી અને તાનસેન બન્ને વાતચીત ચાલી પછી તાનસેન શ્રીગુસાંઈજીને નમન કરી આગ્રા ગયા

૭

એક દિવસે અકબરશાહ આગ્રામાં પોતાની બેઠકમાં બેઠા હતા ત્યાં તાનસેનને બોલાવીને કહ્યું કે તાનસેનજી તમે તો સંગીતમાં કમાલ કરી. તમારા કંઠમાં એવી અદ્ભુત શક્તિ છે કે ગતનો રાગ બપોરે ગાઓ તો તે ક્ષણમાં એનાએક અંધારું થઈ જાય આ તમારી રાગમાં ભારે તલ્લીનતાથી તમે સાચે સાચ સંગીતના પ્રાણ છો આથી તમારા માટે આપણા અબુલફઝલ લખે છે કે "મીયાં તાનસેન જેવો કલાભિજ્ઞ પુરુષ સહસ્ત્ર વર્ષો થયાં ભારતવર્ષમાં જન્મ્યો નથી. તેથી તેની કીર્તિ સર્વ વ્યાપી છે."

બાદશાહના મુખથી આ વચન સાંભળી તાનસેનના મુખ ઉપર ગર્વભરી પ્રસન્નતાની લહરી આવી ગઈ. તેણે ઘુંટણીએ પડતાં કહ્યું કે "એ બધા આપના પ્રતાપ છે નામદાર"

"ખરેખર તાનસેન તમે મને ન મલ્યા હોત તો મારો સંગીતનો પ્રદેશ રૂક્ષ રહેત પણ મીયાં આજ તો દીપક રાગમાં કંઈક ગાઓ" અકબરે આજ્ઞા કરી

'જી હજુર! ગાઉં, પણ જોડે કોઈ મલ્હાર રાગ ગાનાર જોઈએ, નહિતર દીપક ગાયા પછી મારામાં પ્રગટેલી ગરમી શાંત ન પડે!'

'અરે તાનસેનજી, આમ શું ગભરાવ છો! તમે તો ભડ સંગીતવિશારદ છો!' અકબરશાહે ગાના ઉશ્કેરતા પ્રશંસા કરી કહ્યું

તાનસેન બાદશાહની કૂલણજી ભાષા સમજ્યો, પણ બાદશાહ આગળ તે હવે ના પાડી શકે તેમ હતું નહિ આખરે જીવનના ભોગે દીપક ગાવાનું શરૂ કર્યું

તાનસેન જેમ જેમ દીપક રાગ ગાતા લાગ્યા તેમ તેમ સર્વત્ર અજવાળુ થવા લાગ્યુ. હવે તે ગાવાથી ઉત્પન્ન થયેલી ગરમીથી તાનસેનજી ખુબ અકળાવા લાગ્યા છતા બાદશાહ સલામતને ખુશ કરવા તેમણે દીપક રાગ પોતામા રહેલી સંપૂર્ણ શક્તિથી ગાયો દીપક ગાઈ રહેતા તેમની નાડીઓમા જ્ઞાનતતુઓમા દાહ પ્રજ્વળી ઊઠયો તેથી ખુબ અકળાવા લાગ્યા અને ગભરાયેલા બાવરા બની આમ તેમ 'મલ્હાર, મલ્હાર' કરીને દોડવા લાગ્યા આ વખતે દરબારમા મલ્હાર રાગ તેના શુદ્ધ સ્વરૂપમા ગાય એવુ કોઈ હતુ નહિ વળી સંગીતમા શ્રેષ્ઠ થવાના હેતુએ કઢાવેલા હુકમથી બીજા સંગીતકારોને તેમના માટે માન ન હતુ નજરમા જવાની તેમની હિમત હવે રહી ન હતી આથી આવી દશામા બળુ બળુ થતા તે ગુજરાતમા વડનગર આવ્યા અહીંઆ નાગરોની વસ્તી વિશેષ હતી તેઓ સામાન્ય રીતે સસ્કારી, વિદ્વાન અને કલાના જાણકાર હતા વળી તેમની સ્ત્રીઓ પણ સસ્કારી ને સંગીત વિદ્યામા કુશળ હતી આ નાગરોની બે કન્યાઓ જેમના નામ તાનારિ અને પન્ના હતા, એ બે બહેનો તળાવ ઉપર પાણી ભરતી હતી તેમણે દીપક રાગથી પીડાતા તાનસેનને જોયા અને દયા આવવાથી પોતાના ઘેર બોલાવી મલ્હાર રાગ ગાઈ તેમના બળુ બળુ થતા દેહને શાંત કર્યા પછી તે બહેનોએ તેમનુ નામ પૂછ્યુ ત્યારે તાનસેને કહ્યુ કે હુ "અકબરશાહનો ગવૈયો છુ ને તાનસેન મારુ નામ છે" "તાનસેન અને અકબરનો ગવૈયો"–એ નામ સાભળી આ બે બેનો બહુ ગભરાવા લાગી અને કરગરીને કહ્યુ કે, 'બાદશાહ અગર બીજા આગળ અમારુ નામ લેશો નહિ નહિતર અકાળે અમારે મરવુ પડશે" તાનસેને તેમને અભય વચન આપ્યુ

અહી બાદશાહને તાનસેનની દશા દેખી બહુ પસ્તાવો થવા લાગ્યો અને હવે તે કચ જતો રહ્યો તેની ચિંતા કરવા લાગ્યા

તેણે તપાસ કરાવી પણ પત્તો ખાધો નહિ પણ ચોડા માસમા તો તાનસેન દિલ્હી જાતે આવ્યા આથી બાદશાહ ખુશ થયો ને તેમને દરબારમા બોલાવી સન્માન આપવા લાગ્યો પછી દીપકની અસર કોણે મટાડી તે પૂછ્યુ પ્રથમ તો તાનસેને ગલ્લાતલ્લા કર્યા પણ બાદશાહે જરા કડકાઈ દેખાડી એટલે વડનગરની તે બે કન્યાઓનુ નામ તેણે કહી દીધુ તાનસેનને નામ દેતા ઘણું દુખ થયુ અને પોતાના પ્રિય સગીત માટે તિરસ્કાર છુટ્યો વળી જ્યારે તેણે જાણ્યુ કે બાદશાહે તે બે નાગર કન્યાઓને દરબારમા બોલાવવા માટે ફરમાન કાઢ્યુ છે ને તેના પરિણામે તે બન્ને બહેનોએ આપઘાત કર્યો છે ત્યારે તો તેમના હૃદયમા બાદશાહે આપેલી પ્રતિષ્ઠા, સત્તા, ધન, સૌ ઉપર તિરસ્કાર છુટ્યો અને દિલ્હીથી કેમ દૂર થવુ તે માટે તે વિચાર કરવા લાગ્યા

આ બનાવ પછી ચોડા માસમા જે સાધુનો શિષ્યછેદ થયો હતો તેનો પુત્ર બૈજનાથ તાનસેન સાથે સંગીતમા હરિફાઈ માટે આવ્યો બાદશાહે દરબાર ભર્યો તે બન્ને વચ્ચે હરિફાઈ કરવા હુકમ કર્યો પ્રથમ તાનસેને એક રાગિણી ટોડી રાગમા ગાઈ, આથી એક હરણ દોડતુ દોડતુ આવ્યુ, તેને તાનસેને ફુલનો હાર ગળામા પહેરાવ્યો એટલે હરણ ફૂલની માળા પહેરી પાછુ દોડી ગયુ

આ આહ્વાન બૈજનાથે ઉપાડી લીધુ અને તેના કરતા સરસ સૂરમા ટોડી ગાઈ તેથી તે જ હરણ પાછુ દરબારમા આવ્યુ તે વખતે તેના ગળામાથી બૈજનાથે ફુલનો હાર કાઢી લીધો

આમ તાનસેન અને બૈજનાથ એક બીજાને હરાવવા પ્રયત્ન કરવા મડ્યા હવે બાદશાહે બૈજનાથને પ્રથમ ગાવાનુ કહ્યુ અને તેનો જવાબ તાનસેનને આપવા કહ્યુ આથી બૈજનાથે માલકોષ ગાયો તેની અસરથી પથ્થર પીગળી ગયો તે વખતે સમયસૂચકતા વાપરી બૈજનાથે તે પીગળેલા પથ્થરમા ઝાઝ મણી દાધી ચોડાવારમા

પથ્થર હતો તેવો થઈ ગયો. હવે આ આહ્વાનને સ્વીકારી તાનસેને ફરી માલકોષ ગાયો. તેનાથી હાજર રહેલા સૌનાં હૃદય પીગળ્યાં. પણ પથ્થર પર તેની કશી અસર ન થઈ. ખલાસ તાનસેન હાર્યો. પ્રથમ જ વખત તાનનમણિ તાનસેને હાર ખાધી, તે વખતે તેનું માથું શરમથી નીચું પડી ગયું, અને તે ધરતીમાં સમાઈ જવા માટે પ્રાર્થના કરવા લાગ્યો. પણ એ ક્યાં સુલભ હતું? હવે બાદશાહના હુકમ પ્રમાણે તાનસેનને દેહાંતદંડની શિક્ષા થવી જોઈએ. પણ બૈજનાથે પિતાનું વેર આવી રીતે લેવા ન ઇચ્છ્યું. તેથી બાદશાહ પાસે તેમને માફી અપાવી. આજથી બાદશાહે સંગીન અંગેનો જે જુલમી હુકમ હતો તે પાછો ખેંચી લીધો. હવે બૈજનાથ રાજાનો માનીતો થયો, ને તાનસેનનાં માન ઉતર્યાં. આ અપમાનથી તાનસેનના જીવનમાં વૈરાગ્ય વધુ ને વધુ જાગતો ગયો. હવે શ્રીગુસાંઈજીએ આપેલી કોડી યાદ આવી, ને તેને જે જે વચનો આપશ્રીએ કહ્યાં હતાં તે બધાં યાદ આવ્યાં. તેને હવે ભાન આવ્યું કે જીવન એ તો પતંગિયાના રંગ જેવું છે. તે ચાર દિવસની જાહોજલાલી છે. ગઈ કાલે તાનસેન બાદશાહનો માનીતો હતો—આજે તે સ્થાને બૈજનાથ છે.

આમ ઉત્તરોત્તર તાનસેનને જીવનમાં ઘણા ફટકા વાગવા લાગ્યા. આ સમયમાં તેની પ્રથમની સ્ત્રી પ્રેમકુમારી મરણ પામી તથા ત્યાર બાદ થોડાક વર્ષમાં મહેરુન્નિસા મરણ પામી. હવે તેના જીવનમાં કોઈનો આધાર ન હતો. પાસે બેસી શાંતિથી વાત કરે તેવું કોઈ ન હતું. બાળકો પણ નાનાં હતાં ને તે પણ બાદશાહના કબજામાં હતાં. હવે તેને જીવવું આકરું લાગ્યું. એટલામાં તેના સાંભળવામાં આવ્યું કે શ્રીગુસાંઈજી આગ્રા પધાર્યા છે. તેથી તે પોતાની પાસે જે હતું તે લઈ આપશ્રીને મળવા ગયો.

૮

તાનસેન શ્રીગુસાંઈજી પાસે જઈ દંડવત કરી બેઠા ત્યારે

શ્રીગુસાઈજીએ પૂછ્યું કે: કેમ નરમ થતા જાઓ છો? મોં ઉપર નિરાશા શાથી આવી ગઈ છે? જ્યારે તાનસેને શ્રીગુસાંઈજીના આ વચન સાંભળ્યાં ત્યારે તેના મોં ઉપર વધુ નિરાશા ફરી વળી ને તેની આંખમાં આસુ આવી ગયાં. પછી જરા ધીરજ ધરીને ધીરે રહીને તે કહેવા લાગ્યો કે, "કૃપાનાથ હું પહેલાં દર્શને આવ્યો ત્યારે આપે મને કોડીની બક્ષીસ કરી હતી. તે વખતે કોડી મારા મનમા મજાકની વસ્તુ હતી, પણ આજે કોડી જેટલી કિંમતની મારી વિદ્યા થઈ ગઈ. હું જે વૃક્ષને નિત્ય પ્રફુલ્લ માનતો તે વૃક્ષને મૂઠ વાગી ગઈ ને તે શુષ્ક થઈ ગયું. પણ કૃપાનાથ, આમ થવાનું શું કારણ? એ હું કંઈ સમજતો નથી."

ત્યારે શ્રીગુસાઈજીએ કહ્યું: "ભાઈ, જીવમાત્ર શ્રીહરિ, જગત અને સંસાર એ ત્રણ વૃક્ષમાથી ગમે તે વૃક્ષના આશ્રયે રહે છે. તેમાં સંસારવૃક્ષમા રહેતો જીવ અહંતા મમતાથી પોતાના વૃક્ષને નિત્ય પ્રફુલ્લ માને છે. પણ જ્યારે જીવમા અહંતા મમતા પૂરી જામે છે ત્યારે લીલુંછમ વૃક્ષ દેખાય છે, તે અંદરથી કોરાઈ કકડધસ પડે છે ને શુષ્ક બની જાય છે, ને તેનો હમેશનો આનંદ અલોપ થાય છે. જો આ વખતે શ્રીહરિની કૃપાથી ભાન આવે તો શ્રીહરિ-રૂપી વૃક્ષનો આશ્રય કરવા તે પ્રયત્ન કરે, ને તે પ્રયત્ન અંગે જીવમા રહેલી અંગત માન પ્રતિષ્ઠા સ્પર્ધા એવુ બધુ મૂકી દે તો તેનુ શ્રેય થવામા વાર લાગતી નથી. વળી તેવો જીવ પોતાની પાસે જે કંઈ વિદ્યા, કળા, ચતુરાઈ હોય છે તેને પ્રભુની આપેલી શક્તિ માને છે. અને તેથી તે શકિત પ્રભુના ચરણમા સમર્પી આનદ પામે છે. એટલુ જ નહિ પણ, તેની પાસે પ્રભુએ આપેલી જે શકિત છે તેના કરતા બીજામા તે જ પ્રકારની વિશેષ શકિત દેખે તો તે બીજા જીવની સ્પર્ધા કે ઈર્ષ્યા કરતો નથી પણ ઉલટો ખુશ થાય છે, ને માને છે કે પોતાના જે પ્રિય પ્રભુ છે તે જ પ્રિય પ્રભુ તેના છે

બસકે તે પ્રભુ સર્વાત્મા છે આથી વિશ્વિ શક્તિ ધરાવનાર જીવની શક્તિ પણ પોતાના પ્રભુને રીઝવવા માટે વપરાય છે આવી જાતની માન્યતાથી તે જીવમાત્રમા પ્રેમ અને માનની દષ્ટિ રાખે છે અને પોતાના પ્રભુને સર્વત્ર સૌ કોઈ વિવિધ પ્રકારની સેવાદ્વારા રીઝવે છે એમ માની સૌ આનંદમસ્ત રહે છે '

"સાચી વાત છે, કૃપાનાથ, મને પણ હવે લાગે છે કે મને જે સંગીતવિદ્યા પ્રભુ તરફથી મળી તે મે પ્રભુની ન માનતા મારી પોતાની માની આથી હું બીજાઓ જોડે સ્પર્ધામા ઉતર્યો ને એ દ્વારા અનેક જીવોનો દ્રોહ કર્યો તે જ સર્વાત્મા એવા પ્રભુનો દ્રોહ કરવા જેવો દોષ મારાથી થયો એમ મને લાગે છે તેથી જીવનના ઉતરતા પહોરમા મારે આ બધુ ભોગવવુ પડે છે પણ પ્રભુ હજી મને શંકા રહે છે કે, આપણા શાસ્ત્રમા દુષ્ટ જીવનવાળા અજામિલનુ નામ આવે છે, તે પુત્રના નામે ભગવાનનુ નામ બોલ્યો તો તેનો ઉદ્ધાર થઈ ગયો હવે, જો કે મે દુનિયારૂપી ઘટાદાર વૃક્ષની છાયાની ભૂલભૂલામણીમા ઘણું ન કરવાનું કર્યું છે, સ્વધર્મ છોડી મુસ્લીમ બન્યો—પણ આ બધુ કરવા છતા સંગીતદ્વારા મે આપણા પ્યારા પ્રભુના ગુણગાન કર્યા છે, તો મને તે ગુણગાન કેમ ન ફળ્યા?"

"તાનસેન, તમારી શંકા તદ્દન સાચી છે હાલ પણ ઘણા જીવો ભગવાનનુ નામ લે છે અને અજામિલનો દાખલો આપે છે ને કહે છે કે, પ્રભુએ અજામિલનો ઉદ્ધાર કર્યો તો અમારો કેમ નહિ કરે? પણ ભાઈ, અજામિલના ઉદ્ધાર થવામા એક કારણ છે એના ઘણા કર્મો દોષવાળા હતા છતા, એક દિવસે તેના ત્યા સંતો ગયા તે સંતોની તેણે સારા મનથી સેવા કરી તેથી તેઓ સંતુષ્ટ થયા અને તેને સદ્ભક્તિ પ્રાપ્ત થાય એવો વર આપ્યો તમે જાણો છો કે ભગવાન ભક્તાધીન છે, અને સત્સંગથી શું ફળતું નથી! બસ, આ ભક્તોના સંકલ્પબળને વશ પ્રભુ થયા તેથી અજામિલના મુખમાથી

નીકળેલું પુત્રનું નામ પોતે સ્વીકાર્યું. હવે તમારી એટલે સંસારાસક્ત જીવની વાત કરીએ. તમે અનેક સંત મહાત્મા અને મારા પરિચયમાં આવ્યા. પણ પરિચયમાં આવતા પહેલાં તમે ભમરીની પેઠે આવતા. તેથી તમને કોઈનો પણ પરિચય લાભદાયી ન થયો ભમરીમાં એવી ટેવ છે કે તે ગમે તે સારી વસ્તુ પાસે જાય પણ પોતાની નાસિકામાં તે જ્યાં રહે ત્યાંની વસ્તુ લઈ જાય. એટલે જ્યાં સુધી મૂળ વસ્તુ તે ન છોડે ત્યાં સુધી બીજી ગમે તેવી ઉત્તમ વસ્તુ હોય છતાં, તેની સુવાસ તેને ક્યાંથી પ્રાપ્ત થાય! તેમ તમે ભક્તવર હરિદાસ, ગોવિંદસ્વામી, રાજા આશકરણ વગેરે મહાત્મા ભક્તો પાસે ગયા પણ અહમ્ સાથે ગયા. તે અહમ્‌ના ભાનમાં તેમનામાં રહેલી અલૌકિકતા તમને ન સ્ફુરી પણ ઉલટું અહમ્‌ને લીધે બીજા બધા કરતાં હું સર્વ શ્રેષ્ઠ છું એવું મિથ્યા જ્ઞાન સ્ફુર્યું આ વિષે પરમ-કૃપાળુ અદેયદાનદક્ષ પતિતપાવન ભગવદ્‌વદનાવતાર શ્રીમહાપ્રભુજી કહે છે:

सात्त्विकाश्चेदभिमुखास्तदा भवति भक्तिमान् ।
अन्यथा दैत्यससर्गैस्तब्धा भक्तिर्भवेद् ध्रुवम् ॥

સાત્ત્વિક ભાવ પ્રાપ્ત કરી જીવ પ્રભુના સન્મુખ જાય ત્યારે જીવ ભક્તિવાળો થાય છે, પણ જો સાત્ત્વિક ભાવ ન હોય ને તેને દૈત્યનો સંસર્ગ હોય તો તેનામાં રહેલી ભક્તિ સ્તબ્ધ થઈ જાય. અહીં દૈત્યસંસર્ગ એટલે આસુરીભાવ જે કામ, ક્રોધ, લોભ, મોહ, અભિમાન, સ્વાર્થ વગેરે ભાવને કહેવાય છે. તમે પૂર્વે ગણાવેલા ભક્તપુરુષો પાસે સાત્ત્વિક ભાવથી ગયા હોત તો જરૂર કંઈ અવનવા બન્યા હોત. પણ તમે તો સ્પર્ધારૂપી દૈત્ય સંસર્ગવાળા હતા. આથી તમારામાં રહેલી ભક્તિ (ભગવન્નામ) ઉલટી સ્તબ્ધ થઈ ગઈ આ ઉપરથી તમે સમજી શક્યા હશો કે તમે ભગવન્ના-

मनो उपयोग फक्त एक कुतूहल के तमारी स्पर्धाना पोषण माटे (दैत्यभावथी) कर्यो आथी तमने ए उक्ति न फळी. आजे पण घणा माणसो आम कहे छे, पण, ज्यां सुधी तेओ भमरी जेवी दशा धरावता होय त्यां सुधी लीलाना साचा दर्शन तेमने क्याथी थाय ?"

श्रीगुसांईजीना वाक्यामृतनु पान करता तानसेननी दिव्यदृष्टि खुली, तेथी ते समजी शक्या के जे रीते तेमणे जीवनमा उन्नत थवा माटे प्रयत्न कर्यो हतो ते ज खोटो प्रयत्न हतो, अने खोटा प्रयत्ननु परिणाम पण खोटु ज मळे ए स्वाभाविक छे आवा विचार आवता तेमना चक्षु आगळ भूतकाळनु तेमना जीवननु चलचित्र खडु थई पसार थवा माडयु ते जोता तेमना भूत जीवन माटे पस्तावो थता तेमनी आखमा आसु उभराई आव्या

आ देखी श्रीगुसांईजीए कह्यु के, "तानसेनजी, भूतकालने याद करी शोक करो शु वळे ? हजु पण समय छे जो विचारपूर्वक सत्य रस्ते आवशो तो प्रभु तो दयानो सागर छे, ते तो राई जेटली करेली सेवा मेरु समान माने छे

"पण कृपानाथ हु विचारु छु के मारी दशा हवे एवी थई छे के हवे हु घरनो के घाटनो पण न रह्यो मारा नाना बाळको बादशाहना कबजामा छे वळी हु स्थूल रीते मुस्लिम छु, पण ते धर्ममा मने रस नथी "

त्यारे श्रीगुसांईजीए कह्यु के, "हिन्दु मुस्लिम वगेरे भेद मानवकृत छे, प्रभुकृत ए भेद नथी कारण के जे भक्त थाय छे तेने ससारना जाति बधनो अने वशनी ममता होती नथी पण तेओ पोतानी जातने वैष्णव वशना अने अच्युत गोत्रना माने छे तमे पण कोई जातनी चिंता न करो कारण के तमे

પ્રથમ બ્રહ્મસબંધ પામ્યા છો, તેથી પ્રભુ તમારા હન્નનો અગ્વીકાર કેમ કરશે? ફકત હવે એક જ વાત છે–તમે અત્યાર સુધી જે વૃક્ષને વળગ્યા છો તેનો સદંતર ત્યાગ કરો "

શ્રીગુસાઈજીના આ વચનો સાભળી તાનસેનમા જરા હિંમત આવી. હવે તેમને લાગ્યુ કે હુ મુસ્લિમ બનવા છતા શ્રીગુસાઈજી મારો તિરસ્કાર નહિ કરે. તેથી તે પગે પડી કહેવા લાગ્યા કે, "કૃપાનાથ તમે જે રસ્તો બતાવશો તે રસ્તે હુ ચાલીશ. આજથી હુ પ્રતિજ્ઞા કરુ છું કે આપની આજ્ઞા પ્રમાણે હું ચાલીશ પણ હવે મને કૃપા કરી આપની પાસે રાખો." એમ કહી પોતાની પાસે પચ્ચીસ હજારની થેલી હતી તે શ્રીગુસાઈજીના ચરણે મૂકી.

આ તરફ અકબરશાહે તાનસેનની ખબર કાઢી તો તે શ્રીગુસાઈજી પાસે ગયા છે એમ જાણ્યું, એટલે તે સમજી ગયો કે તાનસેનને મે જરૂર ગુમાવ્યો. આથી તે તરત જ શ્રીગુસાઈજીના ઉતારે આવ્યો. ત્યા જુએ છે તો તાનસેન નીચે પ્રમાણે બોલી કીર્તન કરતા હતા ' હે કૃપાનાથ, આ તાનસેનના ઉષ્ણ દિવસોમા જ્યારે તેની જીવનવેલ સુકાવા માડી ત્યારે તે જીવનવેલને પ્રેમ ચદન વારિ છાટી આપશ્રીએ હરિયાળી કરી છે તેથી તે આપને પગે પડે છે.

ભલેઈ મેરે આયે હો, પિય ટીક દુપેરકી બિરિયાં,
શુભ દિન, શુભ નક્ષત્ર, સુહુરત શુભ પલછિન શુભઘરિયાં. ૧
ભયો હૈ આનંદકંદ મિટયો વિરહ દુઃખ દ્વંદ,
ચંદન ઘસિ અંગલેપન ઔર પાયન પરિયાં,
તાનસેન કે પ્રભુ મયા કીની મોપર સુકી વેલ કરી હરિયાં. ૨

આગ બોલી તાનસેન કહેવા લાગ્યા કેઃ કૃપાનાથ હવે તો તમારા મુખકમળને જોયે સુખ છે. એ સિવાય બીજે બધે મને

અધિકાર ભાને છે. આ હાને તમારા સિવાય બીજાનો રાગ ગત દિવસ ન માનશું, તમારું જ જ્ઞાન ધ્યાન સ્મરણ કર્યા કરું, તમારા સિવાય હવે બીજા કોને માન આપું? તમારા સિવાય બીજું બધું ઉપાધિરૂપ લાગે છે

રાગ-મલ્લાર.

રંગન મેરે જોલો સુખ હોય, તોલો દેખવો તિહારો આનન,
એક પલ અંતર હોય, અંધિયારો સૂઝત ન.
રૈન દિન બોલ ન સુહાય, કાહૂકો કાનન,
તુમારોહી જ્ઞાન ધ્યાન તુમાહિ સ્મરણ

તુમબિન મેરે ઔર કોઉ માન ન
તાનસેનકે પ્રભુ તિહારી મયાતે
સબ કોઉ લાગે મોહિ જાનન.

આ વખતે બાદશાહને પધારેલા જોઈ શ્રીગુસાંઈજીએ પ્રેમથી તેમનો સત્કાર કર્યો. ત્યારે બાદશાહે નમસ્કાર કરતા કહ્યું કે તાનસેનને ખરો કબજે કરી લીધો. હવે તેના સૂરનો લાભ મને કેમ મળશે? ત્યારે શ્રીગુસાંઈજીએ કહ્યું કે, "ભગવદ્ ઇચ્છા હશે તો મહિના માસે તે તમને મળતો રહેશે"

૯

અહીં શ્રીગુસાંઈજી સાથે તાનસેન શ્રીગોકુલ ગયા પ્રથમ શ્રીજી આગળ કીર્તન સેવા કરવા લાગ્યા અને મંદિરમાંથી જે પ્રસાદ મળે તે ઉપર નિર્વાહ કરવા લાગ્યા. તે રાતે એક ઓટલા ઉપર સૂઈ રહેતા આમ તે દેહના રાગોને તિલાંજલિ આપી પ્રભુમય જીવન જીવવા પ્રયત્ન કરવા લાગ્યા

"એક દિવસે એક વૈષ્ણવે શ્રીગુસાઈજીને કહ્યુ કે નના આનનાર કીર્તનિયાનુ મુખ ગધાય છે પ્રભુ આગળ કીર્તન કરતા વાસ આવે તે ઠીક છે? આથી શ્રીગુસાઈજી તાનસેનની પાસે ગયા અને કહ્યુ કે, "અમન પાની હજી ચાલુ લાગે છે!"

"હા કૃપાનાથ! છોડવા તો ઇચ્છા ઘણી છે પણ છુટતુ નથી"

"પણ પ્રભુ આગળ કીર્તન કરતા વાસ આવે તે સારુ કહેવાય?"

"કૃપાનાથ, આપની ઇચ્છા ન હોય તો નહિ લઉ મે તો આપ આગળ પહેલેથી પ્રતિજ્ઞા કરી છે કે આપ કહો તેમા હુ શકા નહિ કરુ બસ, આજથી અફીણ નહિ લઉ"

"તમારો આવો દૃઢનિશ્ચય પ્રશસનીય છે," શ્રીગુસાઈજીએ કહ્યુ કારણ કે અફીણ વિષે એવુ છે કે તે શરીરના જ્ઞાનતતુને જડ બનાવે છે, તેથી ભગવત્ સ્વરૂપની ઝાખી જે આત્મામા રહેવી જોઇએ તે રહેતી નથી વળી તેથી શરીર—ઇન્દ્રિય બેકાબૂ બને છે એક વખત જો ટેવ પડી ને પછી ન લેવામા આવે તો કોઈમા ચિત્ત ચોટતુ નથી ને એક પણ કાર્ય થતું નથી, તત્ત્વ વસ્તુનો નિશ્ચય થતો નથી ઉલટુ અતત્ત્વમા મન લાગે છે, અને વધુમા પૂરુ આખો દિવસ મન અફીણ લેવામા રહે છે આવા કારણથી તમારુ અફીણ છોડાવાની મારી ઇચ્છા છે વૈષ્ણવે તો વ્યસન માત્રથી દૂર રહેવુ જોઇએ વ્યસન પ્રભુને ભૂલાવે છે આથી સુરાપાન વગેરે વૈષ્ણવોને ત્યાજ્ય છે, આમ કહી તાનસેનને કહ્યુ કે, "આજ તુમારો અમન પાની મત કરિયો"

તાનસેન દૃઢનિશ્ચયી હતા શ્રીગુસાઈજીની આજ્ઞા પ્રમાણે હવે અફીણ ન લેતા પણ અફીણીઓને અફીણ ન મલે તો હાથ પગ તૂટાય કોઈ વસ્તુમા મન ન લાગે, કોઈ કાર્ય બરાબર ન થઈ શકે

તેમને પણ તેમ થવા માંડ્યું તે છતાં તેમણે પ્રભુની કીર્તનસેવા ન છોડી. જો કે કીર્તનમાં જે પ્રકારનો જેમીનો સૂર હતો તે હવે ન જ્યો આથી તેમના કીર્તન ફિક્કા ફિક્કા લાગવા લાગ્યા. આથી સેવામાંથી શ્રીગુસાંઈજીએ બહાર આવી તાનસેન સામું જોયું તો તાનસેન મંદ પડી ગયા હતા ને તેમના કીર્તનમાં પણ ખોટ જણાતી હતી. આથી તેમને લાગ્યું કે અફીણના રૂઢ વ્યસનીને અફીણ છૂટવું બહુ મુશ્કેલ છે અને તે વિના કીર્તનમાં આનંદ ને ઊર્મિ જોઈએ તે પણ જતી રહી છે તેથી તેમણે તાનસેનને કહ્યું કે "તમારે અમલ લેવાની છૂટ છે"

શ્રીગુસાંઈજીનાં વચન સાંભળતાં તાનસેન પોતે સમજી ગયા કે પોતે અફીણ વિના ઢીલા પડ્યા છે, તેથી આપશ્રીએ આવી આજ્ઞા કરી છે. જો કે તેમણે કહ્યું કે "આપની આજ્ઞા પ્રમાણ," છતાં તે દિવસથી તેમણે થોડું થોડું અફીણ લેવા વખત જતાં તે ટેવ તેમણે ત્યાગી

આમ વ્રજમાં શ્રીગોવર્ધન ગોકુલ વગેરે સ્થળોએ રહેતા તેમને ભગવદ્ વિરહ જાગ્યો તેથી શ્રીજી આગળ કીર્તન કર્યા બાદ રાજા આશકરણ ગોવિંદસ્વામી વગેરે ભક્તવરોના સંગમાં રહેવા લાગ્યા વળી એક દિવસે શ્રીગુસાંઈજીએ તાનસેનજીને પૂછ્યું કે "બાદશાહી મજલિસ યાદ નથી આવતી?" ત્યારે તેમણે કહ્યું "પ્રભુ હવે બાદશાહી મહેલની મજલિસમાં શું સુખ બન્યું છે. અહીં પ્રભુના દરબારમાં ગાઢ કુદરતના કુંજમહેલમાં મેઘરૂપી મૃદંગ રસભેદથી વાગે છે અને તે જ મેઘ ચપલ ગતિ સાથે ચપળતાથી નાચે છે તે વખતે કોકિલા સૂર છેડે છે, પપૈયા તાલ દે છે અને મોર સૂરની પૂરવણી કરે છે, દેડકાં સારંગીના તારનો ધ્વનિ પૂરે છે તે સાંભળી બીજાઓ રૂનઝૂન નાચે છે એવી સુંદર મજલિસ જે કુંજમહેલમાં ચાલે છે ત્યાં તાનસેનના પ્રભુ શ્રીરાધા અને કૃષ્ણ જે સર્વના નાયક

છે તે નિભાવવા છે, હે પ્રભુ, હવે એવું દેવી સુખ મૂકી હું બીજે ક્યાં જાઉં ?"

### રાગ મલ્હાર

'મઈરી ધન મૃદંગ રસ ભેદસોં બાજંત
નાચત, ચંચલા ચંચલ ગતિ કોકિલા અલાપત, પપૈયા
ઉરપલેત મોર સુઘર સુર સાજત. (૧)
દાદુર તારધાર ધ્વનિ સુનિયત રૂનઝુન પર બાજંત
તાનસેનકે પ્રભુ તુમ બહુ નાયક કુંજમહેલ દોઉ રાજત. (૨)

આમ તેમને પ્રભુમાં દૃઢ આસક્તિ થઈ હતી. સંસાર તેમને માટે હવે સ્વપ્નું હતું. તેમણે શ્રીસ્વામિનીજી અને શ્રીકૃષ્ણજીનાં માનનાં અને વિરહનાં અનેક પદ બનાવ્યાં છે, જેમાં સંગીતની પૂરી છટા વ્યાપેલી હોય છે.

થોડા વર્ષમાં એટલે સંવત ૧૬૪૨માં શ્રીગુસાંઈજી લીલામાં પધાર્યા. તે વખતે તાનસેનને બહુ દુઃખ થયું અને ત્યારથી તેઓ ખાસ કરીને ભગવદ્‌વિરહમાં રહેતા. આ જ અરસામાં તેમને શરીરના ઉપદ્રવો થવા માંડ્યા છતાં તેમને ન ગણકારતાં શ્રીજીના કીર્તનમાં અચૂક રહેતા. આવી શારીરિક પીડા લગભગ દશ વર્ષ ભોગવી. ત્યારબાદ વ્રજમાંથી એક વખત તે ગ્વાલિયર ગયા ત્યાં તેમનો દેહ પડ્યો. અહીં મહમદ ગોસેની કબર જોડે બાદશાહે તેમના દેહને દટાવી કબર કરી. આજે પણ સંગીતપ્રેમીઓ તેની કબરનાં દર્શને જાય છે, જ્યાં એક ઘટાદાર આંબલી છે.

આજે તો તાનસેન વૈષ્ણવ હતા એ ભૂલાઈ ગયું છે અને તેમણે સ્થૂલ રીતે ઈસ્લામ સ્વીકાર્યો હતો તેની યાદ સર્વને છે. પણ, જ્યાં સુધી તેમનું કીર્તનસાહિત્ય છે ત્યાં સુધી તેઓ સાચા વૈષ્ણવ

હતા તે કદી સાહિત્યપ્રેમી જનતા અને વૈષ્ણવો ભૂલશે નહિ. ગર્ભવાસમાં પ્રભુના નામરૂપી ભાથું લઈ પ્રભુને શોધવા સૌ કબૂલે છે. પણ જેમ સૌ વાટ ભૂલે છે તેમ તેઓ બીજી વાટે ચડી ગયા; પણ તેથી શું? આખરે પ્રભુએ બંસી છેડી એટલે એ સૂર સાંભળી મૂળ વાટ પકડી પ્રભુને છાક ધરી. ભક્તવર પરમાનંદદાસે ઠીક ગાયું છે કે;

તુમકો ટેરિ ટેરિ હૌં હારી,
કહાં જુ રહે અબલૌં મનમોહન,
લેહુ ન છાક તુમ્હારી. (૧)
ભૂલિ પરી આવતિ મારગમેં,
કયો હૂં ન પેંડો પાયો;
બૂઝતિ બૂઝતિ ઈહાં લૌં આઈ,
તબ તુમ બેનુ બજાયો. (૨)
દેખો મેરે અંગકો પસીના,
ઉરકો અંચલ ભીનો;
**પરમાનંદ** પ્રભુ પ્રીતિ જાનિકે,
ધાઈ આલિંગન કીનો. (૩)

———

## ધર્મપ્રાણ બાગીખાન

ખાન પાન તજી જાતિકો, ચલે વૈષ્ણુવ ચાલ;
પૃથ્વી પતિ તિનસો કહ્યો, તોડ ગરેકી માલ. ૨૯૧
કહ્યો શીશકે સાથ હૈ, જબ સબ રહે સુપાટ;
બેટા રહે પઠાનકે કૃપાપાત્ર વ્રજરાય. ૨૯૨

(મોહનમાળા)

શ્રીમહાપ્રભુજીએ જીવોને શરણમંત્ર અને બ્રહ્મસંબંધ મંત્ર આપીને હિંદુ ધર્મમા એક નવો રાહ ખોલ્યો છે. આ નવો રાહ એવો છે કે તેના અધિકારી જીવ માત્ર છે. પછી તે જીવ ભલે સુર હોય, કે અસુર હોય, સદોષ હોય કે નિર્દોષ હોય. પુરુષ હોય કે સ્ત્રી હોય, પશુ હોય કે પખી હોય. જે કોઈ જીવ શરણમંત્ર કે બ્રહ્મસબંધ મંત્ર લેવાની ઇચ્છા કરે તે સૌને આ નવા રાહમા સ્થાન છે. આ રાહમા નથી જોવાતા તેના ભૂતકાલના પાપાચરણ કે અધર્મા ચરણ, તેના ઉચ્ચ કુળ કે નીચ કુળ, ઉંચી જાતિ કે

કુલકી જાતિ, તેનો ઉચો ધધો કે શુદ્ર ધધો અહી તો ફક્ત એક જ જોવાય છે કે તેનામા આતુરતા છે એટલે તેના હૃદયમા પ્રભુ પ્રાપ્તિ માટેની ધગશ છે, બસ આ ધગશ કે આતુરતા હોય આ સપ્રદાયમા તેનુ સ્થાન યાનત્યદ દિવાકરી નિર્ણીત છે

સામાન્ય રીતે કેટલાક જીવ શાસ્ત્રમા કહેલા કર્મો કરવામા આસક્તિવાળા હોય છે તે મર્યાદા જીવો કહેવાય છે, જ્યારે કેટલાક જીવો શાસ્ત્રમા કહેલુ ભગવદ્ સ્વરૂપ જાણીને સ્વતત્ર રીતે ભગવદ્ ભક્તિ કરે છે આ જીવો પુષ્ટિ જીવ કહેવાય છે આ પુષ્ટિ જીવમા આત્માનો ઉલ્લાસ પુષ્કળ હોય છે કારણ કે એમના જીવનનો હેતુ ભગવાનને પ્રસન્ન કરવા એ છે આ જીવો ચાતક ધર્મી છે શાસ્ત્રમા કહેલા સાધનોમા પ્રથમથી તેમની આસક્તિ હોતી નથી તેમના ઘરના મુખ્ય મનુષ્યો જો દ્વિજ હોય તો વૈદિક ધર્મો કરતા હોય અગર મુસ્લિમ હોય તો રમજાન માસ પાળતા હોય તો પણ પોતે તે કાર્ય અનાસ્થાથી કરે છે કારણ કે તેને તેવા કર્મો કરવાની આવશ્યકતા લાગતી નથી તેનુ ચિત્ત તો પ્રભુમા જ હોય છે આનો અર્થ એ થતો નથી કે તેણે લૌકિકનો ત્યાગ કર્યો છે જેમ બાલક ગમે ત્યા રમે પણ આખરે તેની નજર માતા તરફ માડે, વળી પતિવ્રતા સ્ત્રી સસારમા સર્વ કાર્ય કરે પણ ચિત્ત પતિમા રાખે તેમ પુષ્ટિ જીવનું મન સદા ભગવાનમા રહે છે આ જીવો પોતાની જાત પોતાની સપત્તિ આદિ બધી વસ્તુઓ, સ્ત્રી, પુત્ર આદિ આત્માય વર્ગ આ બધુ ભગવાન શ્રીકૃષ્ણનુ છે શ્રીકૃષ્ણ સબધી છે શ્રીકૃષ્ણની સેવા માટે છે, તેમના ઉપયોગ માટે છે ને પોતા માટે કશુ નથી એમ માને છે જેને શાસ્ત્રીય ભાષામા તદીયત્વ બુદ્ધિ કહેવાય છે વળી ભગવાનને મારા પ્રભુ, મારા નાથ, મારા સ્વામી મારા પ્રાણ મારુ સર્વસ્વ એમ માની તેમા તદાકાર વૃત્તિ કરે છે તેને શાસ્ત્રીય ભાષામા મદીયત્વ બુદ્ધિ કહે છ

આવી તદીયત્વ અને મદીયત્વ બુદ્ધિ થયા પછી જીવને પોતાનું કહેવાય એવું કંઈ રહેતુ નથી અને પોતાના ખોટા મમત્વ માટે પશ્ચાતાપ કરે છે. પોતે આજસુધી પ્રભુનો મોટો અપરાધ કર્યો છે, એમ તે માને છે. અને પસ્તાય છે કે હું કેવો મૂર્ખ છુ જે હું ભગવાનનો દાસ મટીને તેમની વસ્તુનો સ્વામી થઈ પડ્યો. આ કંઈ નાનોસૂનો અપરાધ નથી ?

આમ શરણમંત્ર કે બ્રહ્મસંબંધ મંત્ર એનાર વિચારે છે તેથી માયામાથી તેનુ મન હટે છે અને ઉત્તરોત્તર પ્રભુ પ્રેરણાથી તેનામા જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ભગવત્સેવા, સેવોપયોગી સંપત્તિ અને સામર્થ્યનો વિકાસ થાય છે. આ વિકાસ થતા શરણ કે બ્રહ્મસંબંધ રૂપી બીજમાથી શ્રીકૃષ્ણ સંબંધ રૂપી ફલ પ્રાપ્ત થાય છે

**બાગીખાન** નામનો એક નવ જુવાન પઠાન પોતાનો અસલ ઇસ્લામ ધર્મ છોડી આવી શુદ્ધિથી પુષ્ટિમાર્ગમા આવ્યો જેને કૃપાસિંધુ ભક્તવત્સલ મહાપતિતપાવન શ્રીગુસાંઈજીએ નામ આપી પોતાનો સેવક બનાવ્યો

૨

આ બાગીખાન આગ્રાનો વતની હતો ને જાતનો પઠાણ હતો. તેના ઘરનો ધર્મ મુસ્લિમ હતો પણ તેને તેમા રસ પડતો નહિ એક દિવસ તે તેના ઘરની અગાસીમા બેઠો હતો. સવારનો સમય હતો સૂરજના સુવર્ણ રંગી કિરણો ચોમેર નવી ઉષ્મા ફેલાવી રહ્યા હતા તે વખતે તેના કર્ણે એક પદનો સુમધુર સૂર આવવા માંડ્યો

મૈં અપનો મન હરિ સો જોર્યો
હરિ સો જોરિ સબનિ સો તોર્યો

नाँच नच्यो तब घूघट कैसो
लोक—लाज-कुल पटकि पिछोर्यो (१)

ते आ पदनी टुको आजमा विचारवा लाग्यो के वे कलाज बधु छुटी जवु हवे मने आ आत धर्ममा रस नथी तेना करता जेमा मन माने तेवा धर्मनो रग लागे तो केवु ? आम विचारे छे त्या तेनी बीजी टुक सांभळी

आगे पाछे सोच मिटयो
सब माँझ वाट मटुका ले फोर्यो,
कहनो होय सु कहो सखीरी
कहा भयो ढाढूने मुख मोर्यो (२)

आ लोकलाज रूपी माथानु माटलु जो फोडी नाखु तो आगळ पाछळनो बधो विचार मटी जाय पछी जेने जे कहेवु होय ते भले कहे भले ते पछी सामे आवी मारु मो चूढी ले तो पण शु ?

नवल लाल गिरिधरन पियासग
प्रेम रग मे यहतन बोर्यो
परमानद प्रभु लोग हसनि है
लोक—वेदसो तिनुका तोर्यो (३)

आ माटे मारे कई निर्धार करवो जोईए पछी भले लोक अने धर्म पुरुषो मारी हसी करे पण मंगळ नवा जीवन माटे एमनी मार शा माटे पण ना करवी ? कदाच ए लोको मारा मार्गमा मोटा पहाड उभा करे पण हू तो ते सौने तृणमाफक फगावी देवानो

આમ વિચારતા તેણે અગાસી ઉપરથી નીચે નજર કરીને જોયુ તો જાહેર રસ્તા ઉપર એક વૈષ્ણવ તંબુરો લઈ ધીમે ધીમે મીઠી હલકથી ગાતો ગાતો ચાલતો જતો હતો. તે નીચે ઊતર્યો ને પેલા વૈષ્ણવ પાસે જઈને નમન કરતા નમ્રતાથી કહ્યુ : મારે આપની સાથે કેટલીક વાત કરવી છે, તો કૃપા ન કરો ?

પેલા કીર્તનકાર વૈષ્ણવે તેમની સામે જોઈને કહ્યુ : કોણ છો ભાઈ ! શી વાત કરવી છે ?

મહારાજ, મારુ નામ બાગીખાન. હુ સામે ઘરમા રહેતા પઠાણનો દીકરો છુ. મારે ને મારા માતાપિતાને ધર્મ સબધમા મતભેદ છે તેમના ચાલુ ધર્મમા મને રસ નથી મારુ મન તો કઈ નવી નવી વસ્તુ શોધે છે પણ કેમે કરી કઈ જડતી નથી. તમને આ ગાતા સાભળી મને આનદ આવ્યો પણ આ ગિરિધરન ને પ્રિયા એ બે શબ્દો હુ કઈ સમજ્યો નહિ કૃપા કરી તમે આમા શુ કહેવા માગો છો તે સમજાવશો ?

કેમ ન સમજાવુ ? જુઓ સાભળો ભગવાનના અનત સ્વરૂપ છે તેમા તેનુ વિરાટ સ્વરૂપ અને રસ સ્વરૂપ એમ બે મુખ્ય ભેદ છે વિરાટ સ્વરૂપદ્વારા તે આખા બ્રહ્માડનુ નિયમન કરે છે તથા કાળને વશ રાખે છે આ અસાધારણ શક્તિવાળા સ્વરૂપનુ વર્ણન અમારા ને તમારા શાસ્ત્રમા કરવામા આવ્યુ છે પણ જે રસ સ્વરૂપવાળુ બીજુ સ્વરૂપ છે, જે અખૂટ પ્રેમભર્યું ને મહાદાન કરનારુ છે, તે સ્વરૂપથી ભગવાન ભક્તના ભાવને વશ થઈ નાચે છે, રાસ કરે છે અને તે દ્વારા તેમના પ્રેમરૂપ દૂધ, દહી, માખણ સ્વીકારે છે આ સ્વરૂપ નવલ છે કારણ કે આ જગતના કોઈપણ ધર્મને આના સ્વરૂપનો અનુભવ થયો નથી ફક્ત આ સ્વરૂપનો અનુભવ ભારતવર્ષના વ્રજમડળના ભાગ્યશાળી જીવોએ કર્યો છે ને ત્યારબાદ અનેક અનન્ય ચિત્તવાળા ભક્તોએ તે રસની પ્રાપ્તિ કરી

છે. આ રસ પ્રાપ્ત કરવા માટે જીવે સર્વ સાધન ત્યાગ કરવાં જોઈએ. ભાઈ, વ્રજમાં શ્રીગોવર્ધન પર્વત છે તે હરદમેશ પ્રભુ સુખ માટે તત્પર રહે છે તેથી તે સર્વ ભક્તોમાં શ્રેષ્ઠ ગણાય છે. તે પર્વત ભગવાનની કુંજ નિકુંજની યોજનામાં સર્વ સામગ્રી પૂરી પાડે છે. ભગવાન પણ આ રસનો અનુભવ લેવા માટે પોતાના અવ્યક્ત રૂપમાંથી વ્યક્ત થઇ એ સ્વરૂપ ધારણ કરે છે. જેને વૈષ્ણવો શ્રીકૃષ્ણ ને શ્રીરાધા નામે ભજે છે. આ રસનું કેન્દ્રસ્થલ વ્રજમંડલ છે. આ સ્વરૂપની ઝાંખી તેની નિજલીલા સૃષ્ટિના ભાગ્યશાળી જીવો કરે છે. મિયા ભાગીખાન, તેથી જ આ ધર્મ નવલ છે ને તેનામા રહેલો રસ પણ નવલ છે. તે રસની પીછાન થાય તો આ લોક કે ધર્મમાં રસ રહે નહિ, જો સાંભળ રસ કયાને કેવી રીતે છે?

આનંદ-સિંધુ બઢયો હરિ-તનમેં,
રાધામુખ પૂરણ શશિ નિરખત,
ઉમગિ ચાલ્યો વ્રજ- વૃન્દાવનમેં. (૧)
ઇત રોકયો યમુના ઇત ગોપિન,
કછુ એક ફૈલિ પર્યો ત્રિભુવનમેં
ના પરસ્યો કરમઠ અરુ જ્ઞાનિનિ,
અટકિ રહ્યો રસિકનુ કે મનમેં. (૨)
મંદ મંદ અવગાહત બુદ્ધિ બલુ. (૩)
ભકત-હેત લીલા છિનછિનમેં,
કછુ લહત નંદસૂનુ-કૃપા તેં,
સો દેખિયત પરમાનંદ જનમેં. (૩)

આ રસનો પ્રવાહ પ્રભુના લીલા તનુમાંથી સતત વહ્યા કરે છે, જે પ્રવાહમાં શ્રીરાધાજી મસ્ત રહે છે ત્યાંથી એ રસ વ્રજ

વૃન્દાવન શ્રીયમુનાજી અને ગોપીઓને હિલોળે ચડાવે છે આ રસના થોડાક બિંદુઓ સ્વર્ગ પૃથ્વી ને પાતાલમા રહેલા ભક્તોમા રહે છે પણ તે ભક્તો સિવાય કર્મઠ જ્ઞાની ને ભગવદ્ સ્વરૂપાનંદના બીન અનુભવી આ રસને પીછાની શકતા નથી.

ત્યારે હે વૈષ્ણવજી, આવો રસ હાલ કોઈ અનુભવતુ હશે?

હા પઠાનજી આ કાવ્યના દષ્ટા પરમાનંદદાસજી હાલ વિદ્યમાન છે તેઓ આ રસમા મસ્ત છે તેમની સાથે તેના બીજા પણ કેટલાક ભગવદ્ ભક્તો છે. તેઓ પણ એ રસમા લીન રહે છે.

તેઓ બધા કયા રહે છે? મને તે મહાનુભાવોના દર્શન ન કરાવો?

ચોક્કસ કરાવુ! પણ આ રસનુ ઝરણુ જેના કબજામા છે તે મહાપુરુષને મળો તો તમારો જન્મ સફળ થઈ જાય?

"એ શુ? શુ આ રસ કોઈની માલિકીનો છે?" બાગીખાને આશ્ચર્ય બતાવતા પૂછ્યુ.

"અરે તમે સમજ્યા નહિ. બહુ વર્ષો પૂર્વે પ્રભુએ જેમ પ્રકટ થઈ આ રસનો અનુભવ જીવોને કરાવ્યા હતો તે જ પ્રભુ બ્રાહ્મણ રૂપે હાલ અવતર્યા છે ને તેઓ જુદા જુદા ભક્તોને તે રસનુ દાન આચાર્ય રૂપે કરે છે?"

"તેના કોણ મહાદાની છે? તેમનુ પુણ્ય ધામ કયુ?"

"શ્રીવિઠ્ઠલેશ કુમાર, શ્રીમદ્વલ્લભાચાર્યજી મહાપ્રભુજીના નવલ-કુવર, જેમની ભારત વર્ષમા કૃષ્ણગતી વાગે છે. શ્રીગોકુલમા તેઓ અનેક ભક્તો સાથે કૃષ્ણ રસથી હમેશ સ્નાન કર્યા કરે છે" વૈષ્ણવે કહ્યુ

"ત્યારે મને તેમની પાસે ન લઈ જાઓ? બાગીખાને નમતા નમતા દીનતાથી કહ્યુ

"લઈ જાઉં પણ તમે......" એમ બોલતાં તે વૈરાગી વૈષ્ણવ અટકી પડ્યો.

"કેમ, મને ત્યાં લઈ જવામાં કંઈ મુશ્કેલી છે."

"કદાચ પડે. કારણ કે તમે બડી જાતિના છો. પણ તેઓ પરમ દયાલ છે. તેમના અનેક સેવકો બડી જાતિના છે. હાલ પણ અલીખાન રસખાન તાનસેન ઘોંધી વગેરે અનેક પુરુષ ભકતો તમારી જાતિના ત્યાં જ રહે છે. પણ આપણે દયાનો આધાર તો તેમના ઉપર અવલંબે છે. તમે મારી સાથે ચાલો. ભગવદ્ દયાથી બધું સહેલું થશે, ફકત દીનતા રાખી પ્રયત્ન કરો."

"ઠીક ભાઈ, તમે કૃપા કરીને મને લઈ ચાલો? ભગવાન ભકત વત્સલ છે." બાગીખાને ધીમા સ્વરથી કહ્યું.

૩

તે વૈષ્ણવ પછી બાગીખાનને લઈ શ્રીગોકુલ ગયા ને શ્રીગોકુલ જઈ શ્રીગુસાંઈજીને દંડવત્ કરી તે વૈષ્ણવે બાગીખાનને તેના વચ્ચે થએલી વાત કરી. બાગીખાન પણ શ્રીગુસાંઈજીને દંડવત્ કરી એવા સેવક બનાવવા વિનંતી કરી. ત્યારે શ્રીગુસાંઈજીએ મંદ મંદ હસત કહ્યું કે તમે તમારી જાતિનું ખાનપાન છોડી દેશો? ત્યારે બાગીખાને તે વાત કબૂલી. આથી શ્રીગુસાંઈજીએ તેમને સ્નાન કરી આવવા જણાવ્યું. પછી બાગીખાન શ્રીયમુનાજીમાં સ્નાન કરી શ્રીગુસાંઈજી પાસે હાથ જોડીને ઊભો રહ્યો. ત્યારે શ્રીગુસાંઈજીએ તેને નામ આપ્યું. અને કહ્યું. તને નામ આપ્યું છે તે અને બ્રહ્મસંબંધ મંત્ર એ બે મંત્ર વૈષ્ણવ બનાવવા માટે પ્રભુએ દયા કરીને શ્રીમહાપ્રભુજીને આપ્યા છે. આ બંને મંત્ર તું એક જ માનજે કારણ તે બંને મંત્રની શકિતમાં કંઈ ફેર નથી. ફકત આ મંત્ર આપવામાં એટલી જ મર્યાદા છે કે જે વૈષ્ણવ પોતાને ઘેર પ્રભુ પધરાવીને સેવા કરે

તેને બ્રહ્મસબધ મત્ર આપવામા આવે ને જેને તેની અનુકૂળતા ન હોય તેને શરણમત્ર આપવામા આવે છે. તે વૈષ્ણવ અહર્નિશ સૂતા ઊઠતા બેસતા ચાલતા ફરતા આ અષ્ટાક્ષર મત્ર રટયા કરે આના રટણથી જીવની અનેક પ્રકારની કામનાઓ નાશ પામે છે. કોઈ પણ જીવ ગમે તેવો પાપી હોય પણ જો તે જીવ તે માટે અનુતાપ કરે તો તેના માટે મુખ્ય પ્રાયશ્ચિત શ્રીહરિના નામનુ સ્મરણ છે. તેથી શ્રીમહાપ્રભુજીએ પુરુષોત્તમ સહસ્ત્ર નામમા અનત નરકમાથી ઉગારનાર સ્મરણ કરવા માત્રથી દુ ખને નાશ કરનાર, મર્યાદા માર્ગથી ભિન્ન શાસ્ત્ર કરનાર અને જીવમાત્ર ઉપર અનુગ્રહ કરનાર ભગવાન છે તેને હુ નમન કરુ છુ આવા ભગવાનના નામ અનત નરકના ભયને મટાડે છે. અને તદુપરાત નામ પોતાની અનત શકિતથી તે પાપાત્માને ધારણ કરે છે એટલે કે પોતાના ભકતોનો ભાર ભગવાન નામદ્વારા ઉપાડે છે વળી કેટલાક એવા જીવો છે જે કોઈ પણ રીતે તેમનો ઉદ્ધાર થઈ ન શકે, જેના માટે શાસ્ત્રના બધા બારણા બધ છે એવા જીવ માટે ભગવાને પોતાના સ્વરૂપ કરતા બલવાન ને સહજ સુલભ પોતાનુ નામરૂપ ઉત્તમ સાધન લોકોમા મૂકયુ છે માટે ભગવન્નામને તમો સામાન્ય ન માનશો. ચિતામણિ નામે એક પારસમણિ છે તે જે જે વસ્તુને અડે તે બધી વસ્તુ સુવર્ણરૂપમા પલટાઈ જાય તેમ ભગવન્નામ જે જીવ સાચા હૃદયથી ઉચ્ચારે તે જીવ પછી ગમે તે વર્ણ કે જાતિનો હોય છતા તે પુણ્યાત્મા થાય છે

"પુણ્યાત્મા થાય? શુ સાચે સાચ તે જીવ પુણ્યાત્મા બને છે? હુ આવુ બધુ સાભળુ છુ લોકોમા ઘણા ભગવન્નામ લે છે છતા ચિતામણિ સ્પર્શથી જેમ ચમત્કાર અનુભવાય છે, તેમ આમા હુ કઈ ચમત્કાર જોતો નથી તેનુ શુ કારણ કૃપાનાથ?" આગીખાને આશ્ચર્ય પામતા દીનતાથી પૂછયુ

"તમારી વાત સાચી છે લોકો ભગવાનનું નામ વ્યવહાર સાથે ઉચ્ચારે છે પણ તેઓ વિચાર વિનાના હોવાથી નામ સામર્થ્ય જાણતા નથી કારણ કે તેઓ તો માત્ર લૌકિક ફળની ઇચ્છાથી પ્રેરાઈને નામસ્મરણ કરે છે તેથી તેઓ દુખી થાય છે અને એ પ્રકારનું સ્વાર્થયુક્ત નામ તેમને ફળતું નથી, ને તેમના હૃદયને શુદ્ધ કરતું નથી. કારણ કે તે નામને ભગવદ્ સ્વરૂપ સાથે સબધ નથી પણ કેવળ વેપારરૂપ સબધ છે વળી તેઓ ભગવાનના નામમા રહેલી અલૌકિક શક્તિ જાણતા નથી આજ કારણથી અગ્નિ એમ બોલવાથી જેમ દાહ થતો નથી તેમ ભગવત્સ્વરૂપ સાથે સબધ વિનાના વ્યવહાર કરાયેલા, લૌકિક હેતુથી ઉચ્ચારાએલા ભગવન્નામથી પ્રપચ મટતો નથી પણ ભગવાનના ભાવાત્મક સ્વરૂપના અનુસધાનથી ઉચ્ચાર કરવામા આવતુ ભગવન્નામ ચમત્કારિક રીતે જીવનમા પલટો લાવે છે, અને તે સર્વ પુરુષાર્થો આપે છે આ પ્રકારે નામ સ્મરણ કરનાર ભક્તોથી યમ અને કામ ડરે છે આ બધુ કહેવામા એક જ હેતુ છે કે લૌકિક નિષ્ઠા અને ભગવદ્દનિષ્ઠા પરસ્પર વિરુદ્ધ છે આ ઉપરથી તમે સમજી શકશો કે ભગવાનના નામના ઉચ્ચારમા જે ભાવ મુખ્ય હોય તે જ પ્રમાણે ફળ મળે પણ તમે એટલુ જરૂર સમજજો કે, —ભગવન્નામ મને કે કમને, ભાવે કે કભાવે દેતામા જીવનુ શ્રેય છે આ દૃષ્ટિથી અજામિલના દાખલામા નામનો ઉચ્ચાર સમજવાનો છે

સમજ્યો કૃપાનાથ, ભગવાનના નામની અદ્દભુત શક્તિ તેના ભાવાત્મક ઉચ્ચારમા રહેલી છે પણ કૃપાનાથ નવલલીલાનુ કઈ રહસ્ય સમજાવવા કૃપા કરોને ?

"નવલલીલા એટલે નજમડળની લીલા એ ભાવથી પૂછો છો ? શ્રીગુસાઈજીએ બાગીખાનના પ્રશ્નને સ્પષ્ટ કરવા પૂછ્યુ

"હા કૃપાનાથ, તે જ અર્થમા જાણવા જિજ્ઞાસા છે" બાગીખાને નમન કરતા કહ્યુ

જુઓ, સાંભળો, ભગવાને ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે જ તેમના જેવા મનુષ્યનો દેહ ધારણ કર્યો. કારણ કે તેમના જેવો દેહ ધારણ નહિ કરતા બીજા પ્રકારે રહે તો ભક્તોનો તેમનામા વિશ્વાસ ન થાય આથી મનુષ્યો ઉપર અનુગ્રહ કરવા મનુષ્ય દેહ ધારણ કર્યો તેમ ગોપીઓ ઉપર અનુગ્રહ કરવા અને ગોકુલમા પોતાના આનંદનુ દાન કરવા ભગવાને રાસલીલા જેવી ક્રીડાઓ કરી. રસાલીલા એટલે પુરુષ અને પ્રકૃતિનો ઉલ્લાસ. અહી ગોપીઓ પ્રકૃતિ છે તે પણ ભગવાનનો આત્મા છે તેથી તેમની સાથે રાસલીલા એ ભગવાનના પોતાના આત્માની પોતાની વિવિધ વૃત્તિઓ સાથેની રાસલીલા છે. આમ હોવાથી આ સ્વચ્છંદ ચરિત નથી પણ લૌકિક દષ્ટિએ જોવાથી તે સ્વચ્છંદ ચરિત કહેવાય. તેથી જ્યા સુધી ભગવાનના દર્શન ન થાય ત્યા સુધી ઇંદ્રિયોને સ્વચ્છંદી બનતા અટકાવવી પણ ભગવાનના દર્શન પછી ભગવાન સ્વયં પ્રેરણા કરે તે પ્રમાણે ચાલવુ." શ્રીગુસાઈજીએ વ્રજની લીલા સમજાવતા આગીખાનને કહ્યું :

આગીખાન શ્રીગુસાઈજીની વાક્સુધાના પાનથી તૃપ્ત થયો ને છેવટે સ્વકર્તવ્ય જાણવા જિજ્ઞાસા બતાવી.

ત્યારે શ્રીગુસાઈજી પ્રસન્ન થઈ બોલ્યા· " સાભળ, પઠાનભૈયા સાભળ. તુ આજથી વૈષ્ણવ બન્યો એટલે તારે વૈષ્ણવ સદાચારનુ પાલન કરવુ જોઈએ ખાનપાન વગેરેમા ભગવદ્‌ચરણામૃત પધરાવી પ્રસાદ લેવો, હરહમેશ ભગવન્નામ લેવુ, વૈષ્ણવ સિવાયના ત્યાના ખાનપાનનો ત્યાગ કરવો, કપાળે ઉર્ધ્વ પુણ્ડ્ર તિલક ધારણ કરવુ અને કંઠે તુલસીની માળા ધારણ કરવી. આ માળા ને તિલક રાતદિવસ ધારણ કરવા, તેનો એક ક્ષણ પણ ત્યાગ ન કરવો. વળી જન્મ આપનાર માતા-પિતાની સેવા કરવી તથા આપણા સ્વકીય ધર્મની વચ્ચે ન આવે તેવી બધી તેમની આજ્ઞા ઊઠાવવી. બસ, તું આટલું કરીશ તો ભગવાનની તારા ઉપર કૃપાદષ્ટિ થશે. "

એવું કહેવું આવ્યા, હું જે ધર્મમાં ગયો છું તે અમારા ખુદા તો મસ્તકે મોરપિંછ, ગળે વનમાળા, હાથમાં મુરલી ધરી ભક્તના ભાવ આગળ નાચી ઊઠે છે. શું હિંદુઓના દેવ સાકર રૂપ ધરી શકે તો ઇસ્લામમાં ખુદ નિરાકાર હોવા છતાં સાકર રૂપ ન ધરી શકે? શું અલ્લામાં કશું કમતી છે?

"મને એમાં સમજણ નથી. બેટા એવું ન બોલીએ." એટલામાં બાગીખાનની અમ્મા આવે છે ને કહે છે. "કેમ બાગી, ખુદા તારી ખેરિયત કરે. પણ આ ગળામાં ને કપાળમાં શું કર્યું છે. બસ, કાફર ભેગો ભળી ગયો! કાઢી નાખ, ભૂસી નાખ, આપણો મજહબ ઇસ્લામ છે. ખુદાની તસબી ફેરવ, નમાજ પઢ."

એટલામાં આજુબાજુથી તેની જાતિના પરાણ સ્ત્રી–પુરુષો બાગીખાને માળા ને તિલક ધારણ કરેલો જોઈ ત્યાં આવવા લાગ્યા ને કોઈ તેની મશ્કરી કરવા લાગ્યા, કોઈ તેને ડરાવવા લાગ્યા. જ્યારે કોઈ તેને હિંદુઓના શાસ્ત્રો ખોટાં છે, કુરાન સાચું છે એમ કહી સમજાવવા લાગ્યા. પણ બાગીખાનનું હૃદય મજબૂત હતું. વળી શ્રીગુસાંઈજીથી જુદા પડતી વખતે પરમાનંદદાસનું પદ તેના હૃદયમાં ગુંજી રહ્યું હતું. એટલે તેના જાતિ ભાઈઓના વિરોધને મૌન ને નિર્ભયતા ધારણ કરી શાંતિથી સહન કર્યો. આખરે આ બધા થાક્યા ને તેના માતાપિતાએ તેનો અડગ નિશ્ચય દેખી પોતાના ઘરમાંથી જુદો ખંડ કાઢી આપ્યો, જ્યાં બાગીખાન પોતાનું નિત્ય કર્મ તથા ખાનપાન વગેરે બનાવવા લાગ્યો.

આમ થોડા માસ ગયા. પણ બાગીખાનનો સૌ પરાણો તિરસ્કાર કરવા લાગ્યા. વળી બાગીખાનના પિતાને તેના પુત્રના ધર્મ પરિવર્તન માટે ખરું ખોટું ઉશ્કેરવા લાગ્યા. આથી બાગીખાનનો પિતા કંટાળ્યો ને પુત્રને ઠેકાણે લાવવા બાદશાહના દરબારમાં ગયો અને ફરિયાદ આપી.

૫

આ વખતે દીલ્હી આગ્રાના તખ્ત ઉપર અકબરશાહ નામના મોગલ બાદશાહ હતા. તેઓ ધર્મની બાબતમા સમભાવવાળા હતા છતા જન્મે મુસ્લિમ હોવાથી, તેમની જાતિગાળાની ઇચ્છાને વારંવાર વશ થતા. એક દિવસે આગ્રા તેમનો દરબાર ભરાયો હતો. અનેક પ્રધાનો અને દરબારી માણસોથી સભા ચિકાર હતી. તે વખતે બાગીખાન અને તેના પિતાને બાદશાહે જવાબ માટે બોલાવ્યા પિતા બાગીખાનને લઇને દરબારમા આવ્યા ને બાદશાહ આગળ ઘૂટણે પડી પોતાના પુત્ર વિષે ફરિયાદ કરી કે "જહાપનાહ, યહ અપની જાતિસે અલગ હો ગયા હૈ ઇસિસે આપ ઇસિકો બુલાય કે કુછ કહિયે યહ હમારો તો કહનો માનત નહી હૈ દેખો તો સાહબ, ઉસકે કપાળમેં કૈસા તિલક હૈ ઔર ગલે મે કૈસી તુલસી કી કંઠી હૈ" આથી બાદશાહે બાગીખાનને કહ્યુ કે "અરે, યહ કઠી તો તોડ દે ઓર તિલક પોછી દે ઔર અપની જાતિકો ધર્મ હૈ વહી કર"

ત્યારે બાગીખાને બાદશાહને સલામ ભરીને કહ્યુ કે "યહ તો સિરકે સાથ હૈ યહ માલા તો પરવર દિગારરૂપ શ્રીગુસાઇજીને દીની હૈ ઉન્હોને મેરી આત્મા કો ચતન બનાયી હૈ તો ઉનકી દી હુઇ માળા કૈસે તોડી જાય ઔર તિલક કૈસે પોછ્યો જાય!"

મુરસદને માલા દીની, સોતે મનકો જગાય,
પહનાઈ વો પિયકી; કૈસે નિકસી જાય.

બાદશાહે તેનુ વચન સાભળી ક્રોધ કરતા કહ્યું, "તું નાદાન હૈ, અપના અચ્છા મજહબ છોડ ઇધર તિધર ક્યો ભટકત હૈ?"

બાદશાહનું ક્રોધ ભરેલુ વચન સાભળી બાગીખાને કહ્યુ, "સાહેબ, આપકી બાત ઠીક હૈ, મગર ધર્મ ખુદા કે હૈ, લેકિન

ઈસ ધર્મને મેરે સોતે હુએ મનકો જગાયા હૈ મુઝે ખુદાકા દર્શન કરાયા હૈ અબ મૈ કૈસે વાપસ લૌટ જાઉ. ઔર ધર્મ મે તો નીતિ કે શુષ્ક ટીલે હૈ લેકિન મેરે વૈષ્ણવ ધર્મમે નીતિ, સદાચાર કે વિરાને ટીલે નહી હૈ. યહ તો ચમન કી રમણીય ભૂમિ હૈ, જહા નીતિ ઔર સદાચાર સે પ્રેરિત પ્રેમ રસ ઔર આનદરૂપ હૈ, પુષ્પ ફલ યુત પેડા કે ઝુડ ઝુક રહે હૈ ઈસ માર્ગમે સતકાલ વસતઋતુ બિરાજમાન હૈ જહા મોહન મુરલીધર નિત્ય બસુરી બજાયા કરત હૈ. ઈસ મુરલીકો સુન કર હી યહ બાગીખાનને અપના ઘર ઔર ધધા સબ છોડ દિયા હૈ ઔર ઉસકે ફિર દર્શન કે લીએ ફિરતા હૈ "

આલી મુરલીયા બાજતી, કયો કાઢી ઘર ધધ,
બ્રિજ મોહન કે દરશન બિન, બાગી ભયેરી અધ

અબ ઐસા મનોહર ધર્મ છોડ કે મેરે આચાર્ક ધર્મમે મૈ કૈસે લોટ જાઉ ?

આ સાભળતા અકબરશાહ મનમા પ્રસન્ન થયો પણ બહારનો દેખાવ કરી રોષ પૂર્વક બોલ્યો, " અય નાદાન, યહ સબ તુફાન છોડ દે અગર નહી માનેગા તો યહ તલવાર કા સ્વાદ ચાખના પડેગા '

ત્યારે બાગીખાને કહ્યુ ઠીક હૈ જહાપનાહ, આપ કો અચ્છા લગે વહી કરના જો આપ તલવારસે ન્યાય કરના હૈ તો મેરીહી તલવારસે યહ કામ કરવીજીએ !

બાદશાહ બાગીખાનના આવા વચન સાભળી આશ્ચર્ય પામ્યા અને તેની નિર્ભયતા તથા ધર્મનિષ્ઠા દેખી તેના ઉપર ખુશ થયા પછી તેના પહાણ પિતાને કહ્યુ " ઉસકો તુમ કુછ મત કહો " એમ કહી દરબારમાથી રજા આપી પછી બાદશાહે પોતાની નોકરીમા બાગીખાનને રાખ્યો

૬

સામાન્ય રીતે અકબરશાહનુ મન પુષ્ટિમાર્ગ તરફ વિશય હતુ. બાદશાહ હોવા છતા તે શ્રીગુસાંઈજીની આજ્ઞા મુજબ સર્વ ધર્મ સમભાવ રાખતો આ સર્વ ધર્મ સમભાવનો આદર્શ શ્રીભાગવતના પૃથુરાજાના આદર્શ મુજબનો હતો. વળી આ બાદશાહની કેટલીક બેગમો જનાનામા પુષ્ટિમાર્ગ પાળતી હતી. તદુપરાંત રાજા બીરબલ, ટોડરમલ, તાનસેન વગેરે અનેક દરબારી માણસો શ્રીગુસાંઈજીના સેવકો હતા આ બધા દ્વારા તથા શ્રીગુસાંઈજીના અનેક વખતના પરિચયથી બાદશાહને પુષ્ટિમાર્ગ માટે હૃદયની લાગણી હતી. ને કેટલીક વખત વૈષ્ણવી વેશ ધારણ કરી તે લાગણી તે પ્રદર્શિત કરતો હતો. અહીં બાગીખાનની વૈષ્ણવ ધર્મમા અચળ ધર્મનિષ્ઠા ભાળી તેણે તેને પોતાના અંગ રક્ષક તરીકે નીમ્યો ને જ્યારે જ્યારે તક મલે ત્યારે તેની સાથે પુષ્ટિમાર્ગ સબધી વાતચીત કરતો.

એક દિવસે અકબરશાહે બાગીખાનની પ્રશંસા કરતા કહ્યુ 'ધર્મ માટે તમારી ફના થવાની ભાવના ભારે પ્રશંસા પાત્ર છે. પણ બાગી તિલક કંઠીથી વધુ શુ ? ધર્મ તો આત્માનો વિષય છે તે દરબારમા કહ્યુ હતુ કે સોતે મનકો જગાયા જાગેના મનને બાહ્ય દેખાવની શી જરૂર ? તિલક કંઠી ન રાખવાથી હૃદયના ધર્મમા શુ ખામી આવે ? મને તો લાગે છે કે ધર્મ એ હૃદયની વસ્તુ છે માટે તેની ખાસ જરૂર નથી. આમ જો તમે કરો તો આપણા લોકો તમારી ઈતરાજી ન કરે. વળી તમારા હૃદયમા શુ છે એ તો તે સમજી શકવાના નથી ? એટલે તમારા ધર્મની વચ્ચે તે આવી શકે પણ નહિ અને તમારા પિતાને પણ શાતિ થાય.

અરે દિલ્હીશ્વર, આપ શુ બોલી રહ્યા છો ? શુ કંઠી અને તિલક દેખાવની વસ્તુ છે ? કદાપિ નહિ. આ તુલસીની માળા બ્રહ્મરૂપિણી એટલે સ્વરૂપાત્મક છે. તે ભગવાનનુ સ્વરૂપ છે તેથી

તે સર્વ કાળમા ધારણ કરવાની અમાને ગુરુદેવે આજ્ઞા કરી છે તેથી ભગવાન જલ્દી પ્રસન્ન થાય છે

વળી માળા અને તિલક ધારણ કરવામા ઉદાર અને દિવ્ય ભાવના રહેલી છે કારણ કે માળા અને તિલક ધારણ કરવામા એક સૂચન છે કે તે ધારણ કરનાર જીવ માત્ર એક સરખી જાતિના છે પછી ભલે તે ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અગર બીજી જાતિનો હોય, પણ તે માળા અને તિલક ધારણ કરવાથી નિ ભુભકત બને છે

વળી તિલક ધારણ કરવામા આત્મ સમર્પણનો અજબ રસિક ઇતિહાસ છે તે વાત તમે જાણો ત્યારે માન બાદશાહ! વૈષ્ણવધર્મ એ તમારા મનનો વિષય બની જશે ભગવાન શ્રીકૃષ્ણ અને તેમના પ્રેમરૂપા શ્રીરાધિકાજીના પુણ્યનામ તો તમે સાભળ્યા છે ને? આ ભગવાનના નિગૂઢ પ્રેમમા મસ્ત શ્રીરાધાજીને એક વખત ભગવાનનો મેળાપ થયો ઘણા વખતથી ભગવાનનો વિરહ હતો તેથી તેમનુ સર્વાંગ તપ્ત હતુ તે તપ્ત અગની શાતિ માટે તેમણે શ્રીચરણ પોતાના કોમળ કરથી ઊંચા લઈ પોતાના વક્ષસ્થળ ઉપર ધર્યું ભગવાન પણ શ્રીરાધાજીના પ્રેમના રસિક છે પણ પ્રિયાજીના મેળાપથી અદ્દભુત આનદ પ્રગટ થયા આમ પરસ્પર એક બીજાના પ્રેમની આશાવાળા તે પરમાનદસ્વરૂપવાળા રાધાકૃષ્ણમા સાત્ત્વિક રોમાચ થતા સ્વેદ ઉત્પન્ન થયો આ સ્વેદબિંદુ શ્રીરાધાજીના દેહ ઉપર રહેલા કુમકુમ કેસર સાથે ભળ્યો ને ભગવાનના સુદર અરુણ ચરણ કમલને લાગ્યો આ ચરણ કમલ સાથે ભગવાન નજની નિકુજ જે હરિયાળી ધરાથી છવાયેલી છે ત્યા ફર્યા ને વખતે આ ધરા ઉપર કુમકુમ લાગ્યુ

હવે શ્રીગિરિરાજજીમા વસતા ભીલડીઓ ફળફૂલ વીણવા માટે પ્રસગ વશ આ નિકુજ પાસે આવ્યા અહીં દુર્વાને લાગેલ કુમકુમ જોઈ તેમનામા ભગવત્પ્રેમ અને ભગવદ્ વિરહ ઉદય થયો અને જેમ

જેમ તે નિકુંજમા ફરવા લાગ્યા તેમ તેમ તેઓ પ્રેમના તીવ્ર સંતાપથી આકુળ વ્યાકુળ બની અતિ દીન બની ગયા ત્યા તેમનામા મહાદીનતા સ્ફુરી ને વિચારના લાગી "ઈધણા ને બોર વીણી ખાતી અમ ભીલડીઓ, જે સર્વથી હલકી જાતિની છીએ, ૨૫ ગુણ ને સદાચાર આદિથી ધર્મ વગરની છીએ, આવી અતિ હલકી, ક્યા? જ્યારે આ ભગવાન જે પૂર્ણ પુરુષોત્તમ છે, રમા લાલિત પાદપલ્લવવાળા છે શ્રીગોપીજનવલ્લભ અને જે શ્રીનંદગોપ ભૂપવંશ ચંદ્ર છે તે સર્વ શ્રેષ્ઠ ક્યા? અમે પતિત કંગાલ અભાગીના કેવા પૂર્ણ ભાગ્ય કે ભગવાનની ચરણ રેણુ અમને જડી! આવા વિચારોમા પ્રેમ અને વિરહ અવસ્થાને આધીન તે ભીલડીઓ અધીર બની આવુ તેમનુ ભાવાત્મક હૃદય શ્રીરાધાજીએ જાણ્યુ, તેથી તેમના હૃદયમા તેમના પ્રેમનુ ઉજ્જવલ સ્વરૂપ પ્રકાશ્યુ આમ એક બીજાના હૃદયના ભાવો ઉદ્દીપન થયા તે વખતે તે પ્રસાદી કુમકુમ પોતાના મુખે, વક્ષસ્થળે વગેરે ઠેકાણે તેમણે લગાડ્યુ

આમ આ ભગવદ્ પ્રસાદી શ્રીકુમકુમ ભગવદ્ રસ ઉદ્બોધક થયો છે પણ આ રસ ઉદ્બોધ થવામા મોટાપણુ ન જોઈએ પણ ઘાસ જેવી લઘુતા અને સેવા તત્પરતા જોઈએ બસ આ બે ગુણો હોય તો પછી જીવ ગમે તે જાતિનો હોય કે અધમ હોય તો પણ ભગવદ્ રસ પ્રાપ્ત કરવા લાયક બને છે ત્યારથી **આ શ્રીગિરિરાજજીની પુલિંદીઓના** મનના બધા સંતાપ દૂર થયા ને ભગવદ્ રસમા મસ્ત બની ભગવાન પણ તેમને મળ્યા ને તેથી ભગવદ્ સેવોપયોગી અલૌકિક દેહ મળ્યો જેનામા આવા ભગવદ્ભાવ હોય તેનામા દોષ રહે જ ક્યાથી? આવા ભાવથી કુમકુમની ભાવના કરી તિલક કરવામા આવે તો તો ભગવત્પ્રાપ્તિ કેમ ન કરાવે? બોલો હવે તિલક એ બાહ્ય દેખાવ છે કે આંતર ભાવ છે? આવા ભાવવાળા વૈષ્ણવ કે જેણે કંઠમા તુલસીની

તે સર્વ અંગમા ધારણ કરવાની અમારા ગુરુદેવે આજ્ઞા કરી છે તેથી ભગવાન જલ્દી પ્રસન્ન થાય છે

વળી માળા અને તિલક ધારણ કરવામા ઉદાર અને દિવ્ય ભાવના રહેલી છે કારણ કે માળા અને તિલક ધારણ કરવામા એક સૂચન છે કે તે ધારણ કરનાર જીવ માત્ર એક સરખી જાતિના છે પછી ભલે તે ક્ષત્રિય વૈશ્ય, શૂદ્ર અગર બીજી જાતિનો હોય પણ તે માળા અને તિલક ધારણ કરવાથી વિષ્ણુભક્ત બને છે

વળી તિલક ધારણ કરવામા આત્મ સમર્પણનો અજબ રસિક ઇતિહાસ છે તે વાત તમે જાણશો ત્યારે મારા બાદશાહ! વૈષ્ણવધર્મ એ તમારા મનનો વિષય બની જશે ભગવાન શ્રીકૃષ્ણ અને તેમના પ્રેમરૂપા શ્રીરાધિકાજીના પુણ્યનામ તો તમે સાંભળ્યા છે ને? આ ભગવાનના નિગૂઢ પ્રેમમા મગ્ન શ્રી રાધાજીને એક વખત ભગવાનનો મેળાપ થયો ઘણા વખતથી ભગવાનનો વિરહ હતો તેથી તેમનું સર્વાંગ તપ્ત હતુ તે તપ્ત અંગની શાંતિ માટે તેમણે શ્રીચરણ પોતાના કોમળ કરથી ઊંચકી પોતાના વક્ષસ્થળ ઉપર ધર્યું ભગવાન પણ શ્રીરાધાજીના પ્રેમના ભિક્ષુક છે પણ પ્રિયાજીના મેળાપથી અદ્ભુત આનંદ પ્રગટ થયો આમ પરસ્પર એક બીજાના પ્રેમની આશાવાળા તે પરમાનંદ સ્વરૂપવાળા ગાત્રોમા સાત્વિક રોમાંચ થતા સ્વેદ ઉત્પન્ન થયો આ સ્વેદબિંદુ શ્રીરાધાજીના દેહ ઉપર રહેલા કુમકુમ કેસર સાથે ભળ્યો ને ભગવાનના સુંદર અરુણ ચરણ કમળને લાગ્યો આ ચરણ કમળ સાથે ભગવાન વ્રજની નિકુંજ જે હરિયાળી ધરોથી છવાયલી છે ત્યા ફર્યા ને વખતે આ ધરો ઉપર કુમકુમ લાગ્યુ

હવે શ્રીગિરિરાજજીમા વસતા ભીલડીઓ ફળફૂલ વીણવા માટે પ્રસંગ વશ આ નિકુંજ પાસે આવ્યા અહીં દુર્વાને લાગેલ કુમકુમ જોઈ તેમનામા ભગવત્પ્રેમ અને ભગવદ્ વિરહ ઉદય થયો અને જેમ

જેમ તે નિકુંજમાં ફરવા લાગ્યા તેમ તેમ તેઓ પ્રેમના તીવ્ર સંતાપથી આકુળવ્યાકુળ બની અતિ દીન બની ગયા. ત્યાં તેમનામાં મહા-દીનતા સ્ફુરી ને વિચારવા લાગી. "ઈંધણાં ને બોર વીણી ખાતી અમ ભીલડીઓ, જે સર્વથી હલકી જાતિની છીએ, રૂપ ગુણ ને સદાચાર આદિથી ધર્મ વગરની છીએ, આવી અતિ હલકી, કયાં? જયારે આ ભગવાન જે પૂર્ણ પુરુષોત્તમ છે, રમા લાલિત પાદપલ્લવવાળા છે, શ્રીગોપીજનવલ્લભ અને જે શ્રીનંદગોપ ભૂપવંશ ચંદ્ર છે તે સર્વ શ્રેષ્ઠ કયાં! અમે પતિત કંગાલ અભાગીના કેવા પૂર્ણ ભાગ્ય કે ભગવાનની ચરણ રેણુ અમને જડી! આવા વિચારોમાં પ્રેમ અને વિરહ અવસ્થાને આધીન તે ભીલડીઓ અધીર બની આવું તેમનું ભાવાત્મક હૃદય શ્રીરાધાજીએ જાણ્યું, તેથી તેમના હૃદયમાં તેમના પ્રેમનું ઉજ્જવલ સ્વરૂપ પ્રકાશ્યું. આમ એક બીજાના હૃદયના ભાવો ઉદ્દીપન થયા તે વખતે તે પ્રસાદી કુમકુમ પોતાના મુખે, વૃક્ષઃસ્થળે વગેરે ઠેકાણે તેમણે લગાડયું

આમ આ ભગવદ્ પ્રસાદી શ્રીકુમકુમ ભગવદ્ રસ ઉદ્બોધક થયો છે. પણ આ રસ ઉદ્બોધ થવામાં મોટાપણું ન જોઈએ. પણ ધામ જેવી લઘુતા અને સેવા તત્પરતા જોઈએ. બસ આ બે ગુણો હોય તો પછી જીવ ગમે તે જાતિનો હોય કે અધમ હોય તો પણ ભગવદ્ રસ પ્રાપ્ત કરવા લાયક બને છે ત્યારથી આ **શ્રીગિરિરાજજીની પુલિંદીઓના** મનના બધા સંતાપ દૂર થયા ને ભગવદ્ રસમાં મસ્ત બની, ભગવાન પણ તેમને મળ્યા. ને તેથી ભગવદ્ સેવોપયોગી અલૌકિક દેહ મળ્યો જેનામાં આવા ભગવદ્ભાવ હોય તેનામાં દોષ રહે જ કયાંથી? આવા ભાવથી કુમકુમની ભાવના કરી તિલક કરવામાં આવે તો તો ભગવત્પ્રાપ્તિ કેમ ન કરાવે? બોલો હવે તિલક એ બાહ્ય દેખાવ છે કે આંતર ભાવ છે? આવા ભાવવાળા વૈષ્ણવ કે જેણે કંઠમાં તુલસીની

માળા ને લલાટમા તિલક ધારણ કર્યું છે તે જગતને પવિત્ર કરે એમા શુ નવાઈ? માટે માગ શાહ, ભગવાન તો ભક્ત વત્સલ છે, દીન વત્સલ છે તે તો ભક્તના ઉદ્ધારમા કઈ નિમિત્ત જુવે છે! તેથી તો.

> તિલક માલા દેખ કે, જિન પિયરા મોર,
> બહાના બડા દયાલકા ચલે ન કિસકા જોર.

આમ અકબરશાહને આગીખાન સાથે ઘણીય વખત ભાવાત્મક વાતો થતી અહીં આગીખાનને અનેક વિદ્વાન ને ભાવિક વૈષ્ણવોનો ભેટો થતો, તથા અનેક વૈષ્ણવ કવિઓ મળતા. આ બધા તેના હૃદયના ભાવોને ઉત્તેજતા. તેથી તેઓ અહર્નિશ પ્રભુ પ્રેમમા મસ્ત રહેતા. ને પ્રભુ કીર્તન કરતા. આમ દિન પ્રતિદિન ભાવ વધતા તેમણે વ્રજમા વસવાનુ નક્કી કર્યું.

એક દિવસે તેમણે બાદશાહ પાસે વ્રજમા જવા માટે રજા માગી પણ બાદશાહે તેમને પોતાની પાસે વધુ રહેવા માટે ઇચ્છા દર્શાવી ત્યારે આગીખાન બોલી ઉઠ્યો કે

> બ્રીજ કહાં છોડે બ્હાવરી, વો હે આગે બહિસ્ત,
> દુનીયા દોજખ દેખકે, કૈસે લુભાવત ચિત્ત

બાદશાહ આગીખાનનો આ દુહો સાભળતા સમજી ગયો કે હવે આગીખાનનુ મન હાથમા નથી તેથી પ્રેમથી રજા આપી.

૭

વ્રજમા આગીખાન વસવા આવ્યા ત્યારે શ્રીગુસાંઈજી લીલા ધામમા ચાલ્યા ગયા હતા આ સાભળી આગીખાન હૃદયથી અકળાવા લાગ્યા. તેઓ શ્રીગુસાંઈજીને પ્રભુ માનતા. તેથી પ્રભુ નામે તેઓ

તેમને પુકારતા. આ બન્ને ભાવ મિશ્રિત તેઓ વ્રજમા વિરહથી દુહા પોકારતા.

યમુના તટ સૂની લગે, સૂની હરિકી ઐન,
વિકલ ભયો મન બાહવરો, બાગી બહાવત નૈન.
કૃષ્ણમુરારી કયાં ગયે, ગ્વાલન નેહ લગાય,
બાગી પ્રીત નભાઇએ, બિરહ અંગ જલાય.

આમ અનેક વિરહના દુહા તેઓ વ્રજમા પોકારતા. વળી પ્રભુ દર્શન ન દે ત્યારે અકળાઈ જઈને બોલતા કેઃ

યદુપતિ અધમ ઉદ્ધારીએ, તુમહી રંક નિવાજ,
બાગી આયો શરનમેં, અપનો જાન રખો લાજ.
બ્રિજમેં ફિરત ભયો બહાવરો, બિન દેખે નંદલાલ,
વિલપત બાગી બિહરમેં, તુમ બિન કોન હલાલ.

હવે પ્રભુના દર્શન માટે તેઓ તરફડતા અને કહેતા હે પ્રભુ દર્શન દે નહિતર આ પ્રાણ પંખેરુ ઊડી જશે.

હરિમુખ દેખન આઈયા, પરદેશી યજમાન;
પલ છીનમેં ઉડ જાયગા, બ્રિજમેં બાગીખાન.
મુરલીધર મોહે હરી, મત ફિરાઇયો મુખ;
બાગી તુમારો મગમેં પડો, સુનત જગેહી દુઃખ.
દરશ હેત હરિ આયકે, બાગી રહ્યો લુભાય;
કૃષ્ણ પ્રભુકરુણા કીજે, અબ તુમ રહ્યો છુપાય.

આમ જ્યારે બાગીખાન પ્રભુ દરશનથી તરફડતા ત્યારે પ્રભુ પ્રસન્ન થઈ દર્શન દેતા દર્શન થતા બાગીખાનનુ હૃદય ખીલી ઊઠતું ને બોલતુઃ

ગંગી ગત ચરાય કે, આર. હે ઘનશ્યામ;
બાગી સૂરતિયા સાવરી, નિરખ પાયો વિશ્રામ.

આમ ભગવાનના પ્રેમમાં મસ્ત જીવન ગાળતાં [1]બાગીખાન પાણ્ સં. ૧૬૫૦-૫૫ માં ભગવદ્ ભક્તો જેઓ ધર્મપ્રાણ બની જગતને તૃણ લેખી પોતાનું સર્વસ્વ નંદકુંવર ઉપર કુરબાન કરી દે છે. તેમ દુન્યવી સંબંધથી મુક્ત થયા. ભક્ત કવિ મુકુંદદાસે ઠીક ગાયું છે કે:

ચરણ શરણ વ્રજરાજ કુંવર કે,
હમવિધિ અવિધિ કછુ નહિ સમજત,
રહત ભરોસે મુરલીધર કે (૧)
રહત આશરે વ્રજ મંડલ કે
ભુજ છાંય શ્રીગીરિવરધર કે
પ્રભુ મુકુંદ માધો સુખદાઈ
હાથ વિકાને રાધાવર કે

૧. આ બાગીખાનના રચેલા દુહા વૈશ્વાનર અંક ૧. વર્ષ ૧ સં. ૨૦૦૪માં શ્રી. માણેકલાલ સં. શાહે છપાવી છે.